

# ભકતો શું કહે છે.

શ્રીગુરૂ કૃપાથી શોધન કરી.

છપાવી પ્રસિદ્ધ કર્તા,


શા. મોહનલાલ સોમાભાઇ વટવાવાળા.

હાલમા હાલની પોળ ગીરધર ભગીયાની ખડકી,

અમદાવાદ.



આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૨ બીજા ચ[illegible]ર સુદ ૯

કિંમત ૦-૬-૦

---

આ ચોપડી [illegible] પરમાર પ્રેસમા હરિલાલ ત્રિકમલાલ પરમારે છાપી. ઠે. રીલીફરોડ,—અમદાવાદ.

# જય શ્રી કૃષ્ણ.

## ભજનોની કક્કાવળી.



શ્રી સદ્દગુરૂભ્યે નમઃ

શ્રી કૃષ્ણાય નમઃ



# ભક્તો શું કહે છે

દોહરો.

પ્રેમકે સાહીત્યમેં ભાષા નહિં હે ભાવ હે

ભાવનાહી પ્રીમીઓકા સ્વયંસિદ્ધ સ્વભાવ હે. સીયાવર.

હું કવી નથી, હુ વિદ્વાન નથી, માત્ર સંત પુરૂષોની કૃપાદૃષ્ટિથી ભક્તોનાં બનાવેલાં ભજનોનો લાભ પોતે લેવો અને બીજા હરિજનોને આપવો એ મુદ્દાથી આ નાનકડું ભક્તો શું કહે છે એ નામનું પુસ્તક છપાવ્યાનો વિચાર આદરેલો છે તો તેમાં માત્ર હૃદયના ભાવ ઉપર લક્ષ આપી ભુલચુક ક્ષમાવર્ષીજી. એજ નમ્ર વિનંતી.

દોહરા.

નહિં વિદ્યા નહિં બાહુબલ, નહિં ખરચનકો દામ;

મોકું પતિત નિભાવીઓ, સીયારામ ઘનશ્યામ. સીયાવર



# (૧) મંગળાચરણ

( શ્રીમદ્ ભાગવત અગર બીજા પ્રસંગે )

## શ્લોક.

ગુરૂ બ્રહ્મા, ગુરૂ વિષ્ણુ, ગુરૂદેવ મહેશ્વરં
ગુરૂ દેવ પરબ્રહ્મ, તસ્મૈશ્રી ગુરૂવે નમઃ ૧
મુકં કરોતિ વાચાલં, પંગુમ લંઘયતે ગિરીમ
યત્કૃપા તમહં વંદે, પરમાનંદ માધવમ ૨

## સાખી

પ્રેમ સહીત શ્રીકૃષ્ણનું કથા કિર્તન જ્યા નિત્ય થાય,
કોટી તિરથ આવી ત્યાં વસે, જેનું ભાગ્ય હોય તે ન્હાય.
ન્હાયા તે માટે પવિત્ર પ્રમાણું, તે વિના સર્વને સુતકી જાણું,
જીવતાં શબ સરખા સહુ તેહ ભૂતલ ભાર કર્યો ધરી દેહ
સેવા શ્રીકૃષ્ણ કૃપાળુ

વળી પરવારી સૌ કામથી, કોઇ મૃત્યુ ન પામ્યા જન
આ કીધુ આ કરવું છે, એમ કરતા તે આવશે અંત.
અહ્યા અંત આવસેને હરિ કયારે કહીસ
ચેત ચેત નહિંતો પસ્તાઇશ.
મરણ નહિ આવે કાનમાં કહીને,
થાસે અંધારૂં આંખોનું દર્શન સેવા શ્રી કૃષ્ણ કૃપાળુ



# (૨) મંગળાચરણ

## (રામાયણ વખતે)

### દોહરા

શ્રી સદ્‌ગુરૂ ચરણ સરોજ રજ, નિજમન મુકુર સુધાર
વરણવું રઘુવર વિમલયશ, જોદાયક ફલચાર   સીયાવર ૧
તુલસીકૃત રામાયણ, રામકથા અનુસાર
પ્રેમે ગાદી પાથરૂં, આવોને પવનકુમાર   સીયાવર ૨
આવો હનુમંત બીરાજીએ, કથા સુનહું ઇતિહાસ
તુમ સેવક રઘુવીરકે, મેં તુમ ચરણકો દાસ   સીયાવર ૩
સમરૂં માતા સરસ્વતી, વાણી અવિચળ આપ
ગાઉં ગુણ ગોવિંદના, ટળે ભવો ભવનાં તાપ   સીયાવર ૪

**સોરઠા—**   વંદો ગુરૂ પંદ કંજ
કૃપા સિંધુ નર રૂપ હરિ, મહા મોહ તવ પુંજ
જાસુ વચન રવિકર નિકર   સીયાર ૫
પ્રગટ વિશ્વંભર નાથ, સકલ વિશ્વ પાલન સદા
વ્રજ ગોપીનકે નાથ, સો ગોરસ ચોરી કરત   સીયાવર ૬
નિરખી નિરખી પ્રભુ રૂપ, બ્રહ્માદિક વિનતી કરત
જય જય ત્રિભુવન ભૂપ, પાહિ પાહિ શરણાંગત   સીયાવર ૭
કઠીન પ્રેમકો પંથ, જહાં નેમકી ગતિ જહીં
કહત સકલ સદગ્રંથ, પ્રેમ ભાવકે વશહરિ   સીયાવર ૮

# (૩) મંગળાચરણ.

## (વસંત ઋતુનુ)

વસત આવ્યો, હો સખી. કશુ ફુલ્યા અનંત
જીસ ઘેર સેવા ગોપાલકી, ઉસ ઘેર સદા વસંત   સીયાવર ૧
ચુવાકી હુવા બન્યો, ઘણી ભઇ રંગરેલ
અબીલ ગુલાલકી અંધીભાઈ. સો પીયા પ્યારીકા ખલ
સીયાવર ૨
એક ફેંટ અબીલકી, એક ફેંટ ગુલાલ
શ્રી વૃંદાવનકી કુંજમેં, ખેલે કૃષ્ણ ગોવાલ   સીયાવર ૩
વસંત આવ્યો હો સખી. આંબે મોર ઝરંત
જે ઘેર નાર સુલક્ષણી તે ઘેર સદા વસંત   સીયાવર ૪



# પ્રભુ પ્રાર્થના.

---

(વસંતતિલકા વ્રત)

પ્રાતઃ સ્મરામિ ભવભીતી હર મહેશં
ગંગાધરં વૃષભવાહનમંબીકેશં
ખટવાંગ શૂલ વરદા ભય હસ્ત મીશં
સંસાર રોગ હર ઔષધ મદ્વિતીયમ્

## રાગ ઉપર મુજબ

શ્રી કૃષ્ણ કૃષ્ણ વ્રજ વર્ધન કૃષ્ણ કૃષ્ણ
શ્રી કૃષ્ણ કૃષ્ણ મુર મર્દન, કૃષ્ણ કૃષ્ણ
શ્રી કૃષ્ણ કૃષ્ણ વ્રજભુષણ કૃષ્ણ કૃષ્ણ
શ્રી કૃષ્ણ કૃષ્ણ મધુસૂદન કૃષ્ણ કૃષ્ણ
શ્રી કૃષ્ણ કૃષ્ણ પુરૂષોત્તમ કૃષ્ણ કૃષ્ણ
શ્રી કૃષ્ણ કૃષ્ણ ગતિસત્તમ કૃષ્ણ કૃષ્ણ
શ્રી કૃષ્ણ કૃષ્ણ જન તારણ કૃષ્ણ કૃષ્ણ

## શ્લોક

શાંતાકારં, ભુજંગશયનં, પદ્મનાભં સુરેશં
વિશ્વાધારં, ગગન સદૃશં, મેઘવર્ણ સુભાંગમ્
લક્ષ્મીકાંતં, કમલનયનં, યોગીભિર્ધ્યાની ગમ્યં
વંદે વિષ્ણુ ભવ ભય હરં, સર્વ લોકૈક નાથ.

**નમસ્તે નમસ્તે નમસ્તે પ્રભુજી**

નમસ્તે નમસ્તે નમસ્તે વિભુજી
નમસ્તે નમસ્તે સદા કષ્ટ હારી
નમસ્તે નમસ્તે પ્રભુ નિર્વિકારી
નમસ્તે નમસ્તે પ્રભુ દીનબંધુ
નમસ્તે નમસ્તે મહાજ્ઞાન સીંધુ
નમસ્તે નમસ્તે પ્રભુ દીન દાતા
નમસ્તે નમસ્તે ચિદાનંદ ધાતા
નમસ્તે નમસ્તે વિભુ વિશ્વ કરતા
નમસ્તે નમસ્તે સદા સૃષ્ટિ ભરતા
નમસ્તે નમસ્તે નિરાકાર દેવ
નમસ્તે નમસ્તે પ્રભુ એક મેવ
નમસ્તે નમસ્તે વિભુ વિશ્વ પાળા
નમસ્તે નમસ્તે દયાળા કૃપાળા
નમસ્તે નમસ્તે અનાદ્યંત દેવ
નમશ્તે નમશ્તે વિભુ ઇષ્ટ દેવ
નમશ્તે નમશ્તે કૃપાનાથ ત્રાતા
નમશ્તે નમસ્તે વિભુહે અજાતા
નમશ્તે નમશ્તે વિભુ વિશ્વરૂપા
નમસ્તે નમશ્તે સદા શાંત રૂપા.



## (ગોપી ગીતનો રાગ)

શ્રવણ મંગલં. કથન મંગલં, ચરિત્ર મંગલં ધ્યાન મંગલં
શરણ મંગલં, સર્વ મંગલં શેમીતં પ્રભુ ડાકુરેશ્વરં
ઈંદીરાવરં ગોપીકાવરં, રાધીકાવરં રૂક્ષમણીવરં
શ્રીમતા વરં શ્યામ સુંદીરં નૌમીતં પ્રભુ ડાકુરેશ્વર
દિન વશ્તલં ભક્તવશ્તલં, ધર્મ વશ્તલં ધેનુ વશ્તલં
વિપ્ર વશ્તલં, વેદ વશ્તલં નોમીતં પ્રભુ ડાકુરેશ્વગં
ગર્વ ગંજનં ભીતિ ભંજનં, ભક્ત રંજનં તંની રજન
કંજ લોચનં પાપ મોચનં, નૌમીતં પ્રભુ ડાકુરેશ્વરં



### ભજન ૧

જય કૃષ્ણ કમલ દલ લોચન
કલીમલ લોચન, કંશ અરિરે — જય જય૦ ટેક
જય જગ વંદન દેવકીનંદન (૨)
પરમાનંદ મુકુંદ હરિરે — જય જય૦ ૨
જયવર દાયક યદુકુળ નાયક (૨)
દાનક નાશક સબળ હરિરે — જય જય૦ ૩
જયકમલવીર જગ મંગલકર (૨)
તુમ ચરણે નમુ પ્રેમ ધરીરે — જય જય૦ ૪

ભજન ૨

બહાનાની પત રાખ પ્રભુ તારા બાહાનાની પત રાખ
બહાનાને માટે જો દુ:ખ દેશો તો કોણ જપે તારો જાપ
પ્રભુ તારા ટેક.
રોહીદાસનું તમે શ્રીફળ લીધુ ન જોઈ જાત કે ભાત પ્રભુ૦ ૨
પ્રલ્હાદની તમે પ્રતિજ્ઞા પાળી. સ્તંભમા પુર્યો વાસ પ્રભુ૦ ૩
પંચાળીનાં તમે પટકુળ પુર્યા રાખી સભામા લાજ પ્રભુ૦ ૪
તાતી કઢાઈ તમે શીતળ કીધી, સુધનવાને કાજ પ્રભુ૦ ૫
સેનાને માટે સનમુખ રહીને નાઈ કહેવાયા માગ નાથ પ્રભુ૦ ૬
મહેતાને માડલીક મારવાને આવ્યો. કેદારો લાવ્યા મધ્યરાત
પ્રભુ તારા૦ ૭
ઝેર હતા તેને અમૃત કીધાં દીધાં મીરાંને હાથ પ્રભુ૦ ૮
અનેક ભક્તોના તમે સંકટ ભાગ્યાં, ત્યારે દઢ આવ્યો વિશ્વાસ
પ્રભુ તારા૦ ૯
તુલસીના સ્વામીને કહુ કરજોડી પુરો મારા અંતરની આશ.
પ્રભુ તારા બાનાની પત રાખ ૧૦

ભજન ૩

## રાગ ઉપરનો

જયજય જયદાધાર, વંદુ જય જય જગદાધાર
તવ પદ જગમાં સાર. વંદુ જયજય જગદાધાર જયજય૦ ટેક
આ ભવ સાગર વિકટ ઘણો છે વિષય વિષ જેમાં વાર

વંદુ જયજય જગદાધાર. જયજય ૧

જગચર આ સૌ છે ભયદાતા સત્વર વિભુ તું તાર

વંદુ જય૦—જયજય૦ ૨

જે વિણુ વૃતિ દુઃખી રહે નિત્ય. તે દે કા વૃત્તિમાર

વંદુ જય૦--જયજય૦ ૩

નથી કલેશ કારણ જગ જોતાં, સુત ધન જન કેદાર

વંદુ જય૦--જયજય ૪

દુખ સદા અજ્ઞાન દીશે આ, કર વિભુ તેથી પાર

વંદુ જય-જયજય ૫

નૃસિંહ નિજ જાણી સુણ વાણી: આણી દયા કર વ્હાર

વંદુ જય૦—જયજય ૬

ભજન ૪

નંદલાલા અમે તો તારાં દાસડીયા
બંસીવાલા અમે તો તારાં દાસડીયાં
હરીહરી દાસડીયાંની પુરે આસડીયાં. (૨) નંદલાલા૦ ટેક

જે મુખ હરીનું નામ નહિરે
તે મુખ ઉપર ખાસડીયાં નંદલાલા૦ ૨

ખટમાસની વહાલે રજનારે કીધી
ગોપી સંગાથે રમ્યા રાસડીયાં નંદલાલા ૩

ધ્રુવ; અમરિષ પ્રલ્હાદ વિભિષણ
જાણી પોતાનાં કરી આહેડીયાં          નંદલાલા ૪
નરસિંહ પ્રતાપે કહે કાસમ
મારા રૂદીયામાં કરો વાસડીયાં          નંદલાલ ૫

---

### ભજન ૫

## સુનદીદસખી પીયારી એ રાંગ

ઇતના તું કરના સ્વામી, જબ પ્રાણ તનસેં નીકલે
ગોવિંદ નામ લેકર, ફીર પ્રાણ તનસેં નીકલે

ઇતના તું કરના ટેક

શ્રી ગંગાજીકા તટહો, યા યુમનાંજીકા બટ હો
મેરે સાવરા નીકટ હો, જબપ્રાણ તનસેં નીકલે ઇતના. ૨
શ્રી વૃંદાવનકા સ્થલ હો, મેરે સુખમેં તુલસી દલ હો
વિષ્ણું ચરણુકા જલ હો, જબપ્રાણ તનસેં નીકલે-ઇતના ૩
સન્મુખ સાંવરા ખડા હો, બસીકા સ્વર ભરા હો
તીરછા ચરણ ધરાહો જબ પ્રાણ તનસેં નીકલે ઇતના ૪
સીર સોહના મુકુટ હો, મુખડેપે કાલી લટ હો
યેહી ધ્યાન મેરે ઘટ હો જમ પ્રાણ તનસેં નીકલે ઇતના ૫
જબ કંઠ પ્રાણ આવે, કોઈ રોગ ન સતાવે
યમ દર્શન ન દિખાવે, જબ પ્રાણ તનસેં નીકલે ઇતના ૬
મેરા પ્રાણ નીકલે સુખસેં, તેરા નામ નિકલે મુખસેં

બચજાકું ઘોર દુઃખસેં જબ પ્રાણ તનસેં નીકલે ઇતના ૭
ઉસ વક્ત જલદી આના, નહિ શ્યામ ભૂલ જાના
બંસીકી ધુન સુનાના જબ પ્રાણ તનસેં નીકલે તનસે ૮
યહ નેકીસી અરજ હે, માનો તો કયા હરજ હે
કુછ આપકા ફરજ હે જબપ્રાણ તનસે નીકલે ઇતના ૯
વિદ્યાનંદકી યેહી અરજી ખુદ ગર્જકીહૈં ગરજી
આગે તુમારી મરજી જબપ્રાણ તનસેં નીકલે ઇતના ૧૦



## ભજન ૬ રાગ ઉપર મુજબ.

ચરણોંકી જાન દાસી, મીલજા હમે વિહારી
મુખ ચંદ્રકો દિખાદે, સુન વિનતી હમારી ચરણોંકી૦-ટેક
સુરત તેરી કનાઇ, નૈનનમેં હે સુમાઈ
વ્રજરાજ આજ પ્યારે, દર્શન દીયો મુરારી ચરણોંકી ૨
તેરે દરશકી પ્યાસી, મનહર ફીરૂં ઉદાસી
હમસેં સહાન જાઇ તેરા વિયોગ ભારી ચરણોંકી ૩
કર પ્રેમકા ઇશારા દિલ લે લીયા હમારા
અબ કયોં મુઝે વિસારા, તકસીર કયા હમારી ચરણોંકી ૪
કર માફ ભૂલ મેરી, દાસનકી આસ તેરી
હરબંશ ચરણકી ચેરી, નહિ ચૈન રૈન સારી ચરણોંકી ૫

## ભજન ૭

તારો નેડો લાગ્યો મોકું રાજા રણછોડરે

ભજ્ન રણછોડરે રંગીલા રણછોડરે તારો નેડો લાગ્યો-ટેક
અધમ ઉધારણ નામ તમારૂ મહાતમ તેનું મોટુંરે
હરતાં ફરતા તુજને સમરૂં, બાકી સરવે ખોટું રે-તારોનેડો ૨
કાશી દેખી. દેખી દ્વારકા તીરથ દેખ્યાં ઝાઝારે
સત સંગતમા બેઠો ત્યારે, મનડે મૂકી મઝારે તારોનેડો ૩
ભવ સાગરમેં ડુબ પડાહું સગાં સંબંધી લુટેરે
દાસ કાકે જો દયા કરો તો ભવનાં બંધન છુટેરે તારોનેડો ૪

ભજન ૮ રાગ ઉપર મુજબ

નંદ કુંવર બંસીધર વહાલા, કૃષ્ણ કનૈયા મારારે
કૃષ્ણ કનૈયા મારા વહાલા કૃષ્ણ કનૈયા મારારે નંદ કુવર-ટેક
ભકત વત્સલ ભગવંત કહાવો સેવકજન પ્રતિપાળારે
શરણાગતને શરણે લ્યો છો એવા દીન દયાળારે નંદકુવર ૨
જુગ જુગમા હું જોઇ વળીછું મંદીર દેખ્યાં ઝાઝારે
આતમ તત્વ અનુપમ દેખી, મૂકી સઘળી માઝારે નંદકુવર ૩
ભક્તિ સુધામૃત રસની પ્યાસી ઘેલી છે તુજ દાસીરે
મગળ રસમૃત નહિ દીયો તોથાસે તારી હાસીરે નંદકુવર ૪

ભજન ૯

હરિ તમે મારાને હું તમારો
જાણી પોતાનો મને તારોરે—હરિ તમે ટેક
બાનું તમારૂ માટે શરણે રે લેજો
અવગુણ ના જોશો મારો રે હરિતમે ૨

મને તો વહાલું હરિ નામ તમારૂં
સંસાર લાગે ખયો ખારોરે — હરિતમે ૩
કામ ક્રોધ મારી કેડે પડયાં છે
કુડ, કપટ મહારાં કાઢોરે — હરિતમે ૪
મહેર કરીને મહારાજ પધારો
અંત સમે એક તારોરે — હરિતમે ૫
દાસ નારણસિંગ કહે ગુરૂજી પ્રતાપે
આવ્યાં કારજ મારાં સારોરે — હરિતમે ૬

ભજન ૧૦

આવજો આવજો આવજોરે તમે ભાવે ભજનમા આવજો
સાથે સંતોને લાવજોરે, તમે ભાવે ભજનમાં આવજો—ટેક
હરખે હાલરડે પ્રભુ બોલાવો, ગાયો ને ગવરાવજોરે તમે
ભાવે—આવજો ૨
મેવાને પકવાન ભાવેથી જમતા તેનુ તે સુર બતાવજો રેતમે
ભાવે—આવજો
ભાવે પ્રભુને ભજીને ભઇ મોહન મુજને બતાવજોરે તમે
ભાવે—આવજો ૪
મંગળમય પ્રભુને જોતા ચિંતાતો સરવે વિસારજોરે તમે
ભાવે—આવજો ૫

ભજન ૧૧ રાગ ઉપર મુજબ

દાસને દાસને દાસને રે હરિ કૃષ્ન દરશન આપો દાસને-ટેક

જગતનાં સુખ મને ઝેર જેવા લાગે મુકાવો વિષયની ફાશનેરે
હરિકૃષ્ન દરશન-દાસને ૨

તમવિના બીજો કોણ મૂકાવે કઠણ કાળના પાસનારે
હરિકૃષ્ન—દાસને ૩

દેવ બ્રહ્માદિ ચૌદલોકને દેખુંછું કાળના ગ્રાસનેરે હરિકૃષ્ન દા. ૪
ધરમાનંદ કહે હરિકૃષ્ન વહાલારે, પુરી કરો"મારી આસરે હ ૫

ભજન ૧૨ રાગ ઉપર મુજબ

જાય છે જાય છે જાય છેરે હરિ ભજવાનો અવસર જાયછે
આયુષ્યમાં ઓછું થાયછેરે હરિ ભજવાનો અવસર—જા ટેક
હાથે ચઢેલો હીરો ગુમાવી પાછળથી પસ્તાય છે રે
હરિ ભજવાનો—જાય છે ૨
ભણ્યો ગણ્યો તોએ ભેદ ના જાણ્યો માયાદેખી હરખાય છેરે
હરિ ભજવાનો—જાય છે ૩
જુઠું બોલી ભોળા જનો ભરમાવા આઠે પહોર અથડાય છેરે
હરિ ભજવાનો—જાય છે ૪
સંતનાં ચેણ હૃદયે ધરતો નથી કેમ, પાખંડ મારગે
તણાય છે રે હરિ ભજવાને-જાય છે ૫
વેદ પુરાણ શાસ્ત્ર પોકારી કહે છે. ફોગટ ફેરો સીદ
ખાયછે રે હરિ ભજવાનો—જાય છે ૬
કહી કહી જીભે કુચો વળ્યો તોએ મીથ્યા લવરી ગણાય
છેરે હરિ ભજવાનો—જાય છે ૭

શાણા તો સમજી અલગ થયા પણ અણ સમજુ લપટાય
છે રે હરિ ભજવાનો—જાય છે ૮
દાસ નરોતમ કરગરી કહે છે ભકિતથી પ્રભુને ભેટાય છેરે
હરિ ભજવાનો—જાય છે ૯

ભજન ૧૩ રાગ ઉપર મુજબ

જાણજો જાણજો જાણજોરે કાળચક્રનો ભય સાર જાણજો
ભકિતમાં મનડું તાણજોરે કાળ ચક્રનો ભય શીર જાણજો-જા ટે
કાયા છે તારી કાચનો કુંપો માયાને જુઠી પ્રમાણજોરે
કાળ ચક્રનો ભય—જાણજો ૧
સારૂ સારૂ તને સુખ લાગે છે પણ એ નરકની ખાણ છે
જો કાળ ચક્રનો ભય—જાણજો ૩
પૈસા રળીને પરમારથ ના કીધું ભોગ થઇ સુખ
માણજોરે કાળ ચક્રનો ભય—જાણજો ૪
સતસંગ સાચો ને તેમાંજ રાચે તેથી આ જીવન વ્હાણ
છે જો કાળ ચક્રનો-ભય—જાણજો ૫
કહે નરોતમ ભકત એ સાચો બાકીતો પત્થર પહાણ
છે જો કાળ ચક્રનો ભય—જાણજો ૬

ભજન ૧૪

હરિહરિ હરિગુણ ગા મેરી મતીયાં હરિહરિ હરિગુણ ગા ટેક
નામ મુરારિ ભવભય હારી, નહિ નહિ નહિ વીસરા મેરી
મતીયાં હરિ—હરિ ૨
દુર્લભ કાયા, જગમે પાયા દીન દીન દીન ન ગમાયા મેરી

મતીયાં હરિ—હરિ હરિ ૩
કરતલ પાની ઉમર વિહાની પલ પલ પલ ચલ જાય
મેરી મતીયા હરિ—હરિ ૪
બ્રહ્માનંદા સબ સુખકંદા, નિત્ય નિત્ય નિત્ય ચિત્ત લય
મેરી મતીયા—હરિ હરિ ૫

ભજન ૧૫

## રાગ ગઝલનો

હરી હરદમ ભજો ભાઇ પલકમાં પ્રાણ જાવાના
કરો સત કર્મ તો કાંઇ પલકમાં પ્રાણ જાવાના—હરિ—ટેક
સગાં સંસારને છોડી જીવનના તારને તોડી
શરીર રૂપી કુંભને ફોડી પલકમાં પ્રાણ જાવાના—હરી૦ ૨
મૂકીધન માલને માળા, બગીચા બાગ ફુલવાળા
તજી સંસારની શાળા પલકમા પ્રાણ જાવાના—હરિ૦ ૩
પ્રીયા ધન માલને મેલીપિતાના પ્રેમને ઠેલી
લઇ પુન્ય પાપની થેલી, પલકમા પ્રાણ જાવાના-હરી૦ ૪
મુરખને મીઠ પય દીધું હઠીલે હાથના લીધુ,
હળાહળ ઝેર હાં પીધુ પલકમાં પ્રાણ જાવાના-હરિ ૫
નથી તે ક્રોધને ટાળ્યો, ના પાપી કામને બાળ્યો
બધો ભવ લોભમાં ગાળ્યો પલકમાં પ્રાણ જાવાના-હરિ૦ ૬
મનુષ્ય દેહ છે મોંઘો, ગુમાવ્યો કાંકરી સાટે
અરે શું ઉંઘમા, ઉઠો, પલકમાં પ્રાણ જાવાના-હરિ૦ ૭

હતી વહાલી ઘણી માયા હરીના ગુણ ના ગાયા
તજી આ કારમી કાયા, પલકમાં પ્રાણ જાવાના  હરી૦ ૮
ગુણ ગોવિંદના ગા તું ભરી લે ભક્તિનું ભાતું
ખરૂ ફરી ખંતથી ખાતું પલકમાં પ્રાણ જાવાના  હરી૦ ૯
ઉરે હ્યો રામશંકરની શીખામણ સારી અંતરની
કરીને ભક્તિ ભૂદરની પલકમાં પ્રાણ જાવાના  હરી૦ ૧૦

ભજન ૧૬ રાગ ઉપર મુજબ

ભરૂ સે શું રહ્યા ભુલી પલકમાં પ્રાણ જાવાના
જુઓછો અન્યના એવા નક્કી નીજ હાલ થવાના
ભરૂસે સે શું–ટેક

વળેલી મુઠીએ આવ્યા નથી સાથે કસુ લાવ્યા
ધરા, ધન, ધામને મેલી સ્મશાને સૌ સમાવાના ભરૂ સે ૨
સુખેથી શું હજી સૂતા ખરેખર ખાડામાં ખૂચ્યા
સમય વિત્યા પછી પ્યારા કુશળ ક્યાંથી કમાવાના ભરૂ૦ ૩
તમારૂં શું તમે લેખો કરી ઝીણી નજર દેખો
ધરા, ધન ધામને કામે , નથી નિશ્ચય ધરાવાના ભરૂ૦ ૪
ખબર પલની નથી પડતી નથી ગુણ દોષની ગણતરી
ચઢેલા કાળની ડાઢે ચઢી ચોંપે ચવાવાના  ભરૂ ૫
સદા સત સંગને સાધો સદા સત માર્ગને સાધો
કૃપા હરિરામની થાતાં નથી દુઃખે દમાવાના  ભરૂ૦ ૬

ભજન ૧૭

ગોવિંદ ગતિ તમારી કોણ કળે કળી કાળમારે—ગોવિ-ટેક
ભોગે ભટક્યા રોગે સીજ્યા મન ફાવ્યુ તે કરીને રીજ્યા
દુષ્ટ દુર્ગુણે નાખ્યા ઊંડી ખાડમારે ગોવિં૦ ૨
ધન સુત દારા સંગે સાગે ચાર દિવસ છે તેતો તહુંરાં
લપટાઈ તેમા કૃષ્ણ ભજનને ખાળમારે ગોવિં૦ ૩
ભજવાથી ભવ રોગો જાસે રચનારો બહુ રાજી થાશે
સ્મરણ વિના સુખ નહિ આવે સંસારમારે ગોવિં૦ ૪
કર્તવ્ય તારૂ કરીજ લેજે કાંઈ ન કરતો કૃષ્ણજી કહેજે
વખત જાય છે આળસ આણી ઉંઘમારે ગોવિં૦ ૫
ચતુર થઈને ચિતમા ચેતો ઘરમા રહી ગોવિંદને ગોતો
જાગ્ય જાગ્ય શું પડી રહ્યા જંજાળમાંરે ગોવિં૦ ૬
ખટપટમા આવરદા જાસે સમજ વિના કયમ શાંતિ થાસે
હૃદયે રમતા રામ તેને વિસાર મારે ગોવિં૦ ૭
વળગ્યા તેતો અળગાં થાશે પસ્તાવો પછી અતિશય થાશે
વિચાર કરીને ગોવિંદ વીણ તુ ગાજમારે ગોવિં૦ ૮
સદગુરૂથી સહુ કારજ સુધરે ઉંચો ચઢતો કોહી ન ઉતરે
સુભ મતિ વીણ બીજુ મનડા તુ માગ્ય મારે ગોવિં૦ ૯
જેનું લક્ષ લાગ્યુ છે જેમા સુખ સરવે છે તેને તેમાં
ભુદરની ભકિત વીણ રસ કોઈ ચાખ્ય મારે ગોવિં૦ ૧૦
વૈભવ કોઈ વેળાએ આવે તેમા તુ શુ ગવંજ લાવે

ભુજંગ ભોગો પ્રીતિ કરીને પાળમારે ગોવિ૦ ૧૧
અવળુ ચાલી બહુ અથડાવું વારે વારે થાવુ જાવું
નીરખી ન્યારો થા અવસર આ દેહમાંરે ગોવિ૦ ૧૨
પ્રાણી સહુને પ્રભુના જોજો માન મુકીને મોટાઇ ખોજો
રાવણ જેવા ભળી ગયા કંઇક ખાખમારે ગોવિ૦ ૧૩

ભજન ૧૮ રાગ ઉપર મુજબ

વહાલા લાગો છો વિશ્વંભર વહેલા આવજોરે વહાલા–ટેક
અંતરથમાં છો અલબેલા રસીયા રંગ ભર્યા ગુણઘેલા
રંગ છબીલા દેહ વિષે દીપાવજો રે વહાલા૦ ૨
ત્રીકમ રુળવા તલસે તાપે જાણે કષ્ટ કરમના કાપે
ભકત વસ્તલ છો ભૂધર નામ જણાવજો રે વહાલા૦ ૩
અંત સમયમા કોઇ નહી મારૂ ધુતી ખાવા મળ્યું ઠગારૂં
આપતણું જે સત્ય સ્વરૂપ બતાવજોરે વહાલા૦ ૪
વંદન કરી હુ વિનંતી કરૂ છું ધનેશ્વર કહે ધ્યાન ધરૂ છુ
વિશ્વ વિશાળ નિશાળે ભકિત ભણાવજો રે



ભજન ૧૯ રાગ ઉપર મુજબ

તન ધન આપ્યુ પણ તુ ગોવિંદને ગાતો નથી રે તનધન–ટેક
શરીર ધરીને જો તું અટકયો ભુલી પ્રભુને ભવમાં ભટકયો,
ભોગ ભોગવે કોઈનું શ્રેય થાતુ નથીરે તનધન૦ ૨
રાત દિવસ રજળીને ગાળે વધ્યો વખત વાતોમાં ગાળે

મીથ્યા એ ભ્રમણામા લપટાઇ જાય છે રે        તનધન ૩
દેવ દયાળુ એવો મોટો અમરમાં એનો નહિ જોટો
એવા હરિના ગુણ તુ કેમ ગાતો નથી રે        તનધન ૪
એક તરફ વૈભવને મુકો શાણા સરસ સમય કેમ ચૂકો
હરિનામનું અમૃત ફળ ખાતો નથી રે   તનધન૦   ૫
મોટાઇ મૂકી મોહનને ભજજે હેત કરી સંતોને મળજે
પ્રભુ પામવા એ ઘરની વાતો નથી રે        તનધન ૬
બધા સુખમા એની ખામી આળસમા બહુ થાએ હાની
શાત થઇને શ્રીવરને ગાતો નથી રે        તનધન૦ ૭
પ્રાણી સરવે પ્રભુના જો જો માન મુકીને મોટાઇ ખોજો
ગયો વખત તે ફરી ફરી મળવો નથી રે        તનધન ૮

ભજન ૨૦ રાગ ઉપર મુજબ

આવો હરી હુ હરખે નીરખી પુંજું આપનેરે
કરી મુજ માપનેરે આવો હરિ હું હરખે—ટેક
અવર નથી ઇચ્છા ઉર મહારે જાવું છે ભવ સાગર પારે
પ્રભુ વીણ કોણ ઉગારે દહી ત્રણ તાપનેરે        હરિ૦ ૨
હરિમય જગ છે કહે છે સરવે પણ મુઢ હુ માનુ ના ગર્વે
સોથી ન્યારા જોવા જપું છું જાપનેરે        હરિ૦ ૩
દુરીત તણું લેખુ નથી સ્વપ્નમાં મળવા ઇચ્છું લજજા પામી
દયાવત બહુ નામી કાપો પાપને રે        આવો હરિ૦ ૪

રસિંહ નિબંળ થઇને માગુ વાર વાર પ્રભુ પાયે લાગુ
થી કરતો પ્રભુ તાણુ સૂણ્યો વિલાપનેરે આવો હરિ૦ ૫

ભજન ૨૧

'ંતો હરિગુણ ગાવત નાંચુંગી હેરી નાચુંગીરે નાચુંગી
મેંતો હરિગુણ—ટેક

ાપને અપને મહેલ બેઠકર ગીતા ભાગવત વાંચુંગી
મેતો હરિગુણ૦ ૨

ાન ધ્યાનકી ગઠરી બાંધકર હૃદય કમળમા રાચુંગી
મેતો હરિગુણ૦ ૩

ાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ સદા પ્રેમ રસ ચાખુગી
મેતો હરિગુણ૦ ૪



ભજન ૨૨

## રાગ ઉપર મુજબ

'નૈયા તોરી બજ રહી વાંસળીઆ
ારી વાસળીઆંરે વાસળીઆ કનૈયા તોરી બજ રહી ટેક

ાહાલાને પાયે નેપુરવાજે, ઠુમક ઠુમકુ પાંઉ ધરેરે કનૈયાં
કનૈયા તોરી૦ ૨

,ધના ખાવે વહાલો દહીં ના ખાવે, માખણ માશરીકો
બડોરે ખવૈયો કનૈયા ૩

શાલદુશાલા હરિકુ ધ્યાનમાં ન આવે, કાલી કમલીયોકો
ખડારે ઓઢિયા કનૈયા૦ ૪
જુમનાકે નીર તીર ધેનું ચરાવેગા યોકે ગોવાળ વહાલો ખડે રે
ચરૈયા કનૈયા ૫
સુરદાસ બાપ પ્રભુ તુમારે ભીલનકુ, અંભી ખટકો
ખડારે ખેલૈયાં કનૈયા૦ ૬

---

ભજન ૨૩

## રાગ આશા ગોડી

વહારે ચઢો પ્રભુ મારી વિઠલવર વહારે ચઢો પ્રભુ મહારી
હુંતો સેવા કરૂં રે તમારી. વિઠલવર વહારે ચઢો પ્રભુ મહારી ટેક
કોઈ નહીં બેલી આ જગ માંહી સ્વારથીઆ નરનારી વિઠલ૦ ૨
પૈસા માટે પ્રેમ બતાવે, ભ્રાત ભગીની ભાતુ મહારી વિઠલ૦ ૩
જ્યાં જોઉં ત્યાં દુઃખના દરીઆ, દરીયામાં નદીઓ જનારી
વિઠલવર૦ ૪
આશા તૃષ્ણાના પુરે તણાયા, ભવ જળમાં ભય ભારી
વિઠલવર૦ ૫
કામ ક્રોધ, મદ લોભ ને ઈર્ષા રહે મગર મચ્છ અહંકારી
વિઠલવર૦ ૬
પકડી પીશીને પ્રાણજ લેવા, કરે હવે તૈયારી વિઠલવર ૭
અંત સમયની આ અવધી છે નથી ઉગરવાની બારી
વિઠલવર૦ ૮

---

બળાના નીભાડ બાળ ઉગાર્યા તારી છે ગુણકા નારી
વિઠલવર૦ ૯
નામ પ્રતાપે પત્થર તરીયા, મુજને ભરૂસો ભારી વિઠલવર૦ ૧૦
રંક જાણીને મ્હેર નજરથી ભક્તિ દેજો જયકારી
વિઠલવર ૧૧
કહે ધનેશ્વર હૃદયમાં રહેજો મોહન મુરની તમારી
વિઠલવર૦ ૧૨



## ભજન ૨૪

કોઇનો ભાર ન રાખે મોરારી, આપે વ્યાજ શીખે ગર્થવાળી ટેક
સુદામાજીના તાંદુલ લીધા, તેના મહેલ કનકના કીધારે કો૦ ૨
દ્રૌપદીજીનું આવ્યું રે ટાંણું, ચીર પુર્યાં હતા નવમે નવાણું
કોઇનો ભાર૦ ૩
પાટો બાંધ્યો હતો તે પીડારે જાણી ચીર પુર્યાની એ ઓધાણીરે
કોઇનો ભાર૦ ૪
થોડું ચંદન કુબજાનુ લીધું એને રૂપ અનુપમ દીધુરે કો૦ ૫
ગોવાળીયાએ ઓછવ કીધો વહાલે કરપર ગોવર્ધન લીધોરે
કોઇનો ભાર૦ ૬
જેનું લીધું હતું તેનું દીધુ તેમાં પરમારથ તે શુ કીધુરે
ધન્ય ધન્ય નરસિંહા તારી વાણી એમ બોલ્યો તે સારંગપ્રાણીરે
કોઇનો ભાર ન રાખે મોરારી. ૮



ભજન ૨૫

પંખી વિના કોણ મહાલેરે આ પંખી વિના કોણ મહાલેરે
પાંજરીયામાં પંખી વિના કોણ મહાલે ટેક

કાયા પાંજરીયું તહારૂં, નથી કાયમ રહેવાનુ
ન જાણીશ પડશે આજ કે કાલેરે, પાજરીયામા પખી
પંખી વિના૦ ૨

જબ જશે હંશા ઉડી, પડી રહેશે માયા મુડી
જમડા આવીને ડોટા ઝાલેરે, પાંજરીયામા પંખી
પંખી વિના૦ ૩

વહેપારી ઉઠીને હાલ્યો, હાટ મૂકીને ચાલ્યો
હીસાબ કોઇનો કોઇએ નવ આપ્યોરે, પાંજરીયામાં
પંખી વિના૦ ૪

ધમણ પડી ગઈ છાની, અંતર અગનિ ઓલાણી
કોડા મુકીને લુવાર ઝાલ્યોરે પાજરીયામાં
પંખી વિના૦ ૫

પરણીને લીધી વહેલી, ચહે લગી સગાં સંબંધી
કાયા પાંજરીયું ઓળી બાળેરે પાંજરીયામાં
પંખી વિના૦ ૬

પીંજર સાંકળચંદ ગાવે, ભજી લેને પ્રભુને ભાવે
આવાગમન મટી જાવેરે પાંજરીયામાં પંખી વીના૦ ૭



ભજન ૨૬

નહિ રે ટકેરે તનડું નહિ રે ટકે છે આ પાણીનો પરપોટો
તનડું નહિ રે ટકે—ટેક

કુડી આ કાયા માયા જેવી તેવી છાયારે
કાચી આ કાયા માયા જેવી તેવી છાયારે
મધુપાન પીને તું શું મમતા બકે છે આ પાણીનો પરપોટો
નહિ રે— ૨

આશાની બાજી માંડી સ્નેહનાં સોગટાંરે
પ્રપંચના પાશા ઉંધા પડયા શું છકે છે આ પાણીનો પરપોટો
નહિ રે—૩

જેવી આ કરણી તેવી, પાર ઉતરણીરે
એવો ડર માથે રાખી હીંડોને હબે છે આ પાણીનો પરપોટો
નહિ રે—૪

આવ્યો આ અવસર આજે, અમી ધરજી કેરે કાજે
પ્રભુ ઉરમાં રાખી કાળને મારોરે ધકે છે આ પાણીનો પરપોટો
નહિ રે ટકેરે૦ ૫



ભજન ૨૭

હરખે હરી ભજી લ્યોરે આવી તક નહીં આવે વળતી ટેક
વીજળી ઝબુકે મોતી પરોવી લ્યો મનુષ્ય દેહ નથી મળતી
હરખે હરી૦ ૨

સંતસમાગમ સંતથી કરીએ, વેગળા રહીએ ખળથી હરખ૦ ૩
ડાહ્યા થઈને તમે ડહાપણ કરો છો પણ, માયા હીંડે ગળતી
હરખે હરિ૦ ૪
આ વેળા તમે શીદ ખુઓ છો, હારી જાશો ભવથી હરખે૦ ૫
કહે દ્વારિકો હરિ ભજ્યા વિના ચોરાશી નથી મટતી હરખ ૬



ભજન ૨૮

અલબેલાજી આવો મારી શેરીએ નંદાજીના નંદલાલા
મુખડાં તમારાં હેરીએ નંદાજીના નંદલાલા ટેક
આવો આવો જાદવરાય ઝુલતા નંદાજીના નંદલાલા
રખે રખેને મંદીર હમારાં ભુલતા નંદાજીના નંદલાલા
અલબેલાજી આવો૦ ૨

પેલી કુબજાને ઘેર જાઓ ડોલતા નંદાજીના નંદલાલા
પ્રભુ અમ સાથે સેં નથી બોલતા નંદાજીના નંદલાલા
અલબેલાજી આવો૦ ૩

મેં તો પ્રેમની ઓઢી છે ઘાટડી નંદાજીના નંદલાલા
હું તો જોઉ છું તમારી વાટ નંદાજીના નંદલાલા
અલબેલાજી આવો૦ ૪

મ્હારી ઘાટડીનો રાખજો રંગરે નંદાજીના નંદલાલા
મને લાગ્યો તમારો સંગરે નંદાજીના નંદલાલા
અલબેલાજી આવો૦ ૫

પાતળીયાજી પ્રીતે પધારજો નંદાજીના નંદલાલા
રણછોડરાય રંગ બતાવજો નંદાજીના નંદાલાલા
અલબેલાજી આવો૦ ૬

પ્રીતમના સ્વામી શામળા નંદાજીના નંદલાલા
તમે મેલોને મનના આંબળા નંદાજીના નંદલાલા
અલબેલાજી આવો૦ ૭



ભજન ૨૯

## રાગ ઉપર મુજબ

આભડશેટમાં બુડયું બધું અંગરે સારૂં થાય શી રીતે
નથી નહાતો ગોદાવરીકે ગંગરે સારૂં થાય શી રીતે આભડ ટેક
દેવ મંદીરમાં નથી કર્યા દીપરે સારૂં થાય શી રીતે
નથી કરતો તું ટેલીયાની ટીપરે સારૂં થાય શી રીતે આભડ૦ ૨
નથી ચપટી કરાવ્યાનો ચાલરે સારૂં થાય શી રીતે
ખાવા તાકે મફતનો માલરે સારૂં થાય શી રીતે આભડ૦ ૩
દેવ દર્શનનાં નિત્ય નથી નેમરે સારૂં થાય શી રીતે
આખી પૃથ્વીના હોરી લીધા વહેમરે સારૂં થાય શી રીતે
આભડસેટમાં૦ ૪
નથી વાપરતો દેવની દસુંધરે સારૂં થાય શી રીતે
નથી દીધાં તીરથમાં દાનરે સારૂં થાય શી રીતે (આભડ૦ ૫

નથી કરતાં તું ખળાની બેશતરે સારૂં થાય શી રીતે
રૂષી રાજની ન રાખી રૂદે વાતરે સારૂં થાય શી રીતે

ભજન ૩૦

દીલ લગાય રામ ફકીરીમે
રામ ફકીરી અદલ ફકીરી ચાગેખુંટ જાગીરીમે
દીલ લગાય૦ ટેક

જો સુખ મીલતા રામભજનમે, સો સુખ નાંહી આમીરીમેગીર ૨
કહત કબિરા સૂનો ભાઈ સાધુ સાહેબ મિલતા સબુરીમે
દીલ લગાય. ૩

ભજન ૩૧

વહાલો પ્રેમને તે વશ થયા રાજરે
એમાં શું કુરે પંડીત કાજીરે-- વહાલો

## સાખી

કરમાબાઇનો આરોગ્યો ખીચડો વિદુરની: ખાધી ભાજી
એઠાં બોર સવરીનાં ખાધા, વહાલે છપન ભોગ મેલ્યા ત્યાગીરે
વહાલો પ્રેમને૦ ૨
વિદુરને ઘેર શ્રી કૃષ્ણ પધાર્યા ને કેળાં આણ્યાં હતાં માગી
ગર્ભ કાઢી નાંખીને છાલ ખવડાવી, વહાલે તોયે ન જોયું જાગીરે
વહાલો પ્રેમને૦ ૩

ગુણકા હતી તે પોપટ પઢાવતી ને તેમાથી લેહ લાગી
ભગવાન હતા તે સહેજમાં મળ્યા એની સંસારની
ભ્રમણા ભાગીરે--વહાલો પ્રેમને૦ ૪
ભક્તની લોક નિંદા કરે ને જગત થયું છે પાજી
ભલે મળ્યા મહેતા નરસિંહના સ્વામી. માથે ગીરધર
રહ્યા છે ગાજીરે--વહાલો પ્રેમને૦ ૫



ભજન ૩૨

જુઓ નટવર નત થેઇ થેઈ નાચી રહ્યો
નાચી રહ્યો રંગ મચાવી રહ્યો જુઓ નટવર ટેક

## સાખી

સ્વચ્છ યામીની શરદની પુરણ ચંદ્ર પ્રકાશ
શ્રી યમુનાંની પુલીનમાં, રંગે રમતા રાસ
એક એક ગોપીને વચમાં શ્રી કૃષ્ણજી, તાલ મૃદંગ
સુર છાઇ રહ્યો--જુઓ૦ ૨
સાખી-શીતલ મંદસુગંધમેં પવન વહે છે ત્યાહ
સુઠીર ફુલ્યાં ફુલ બહુ નાના વિધિના જયાંહ
જુઈ કેતકી વેલ ચંપો ચંબેલી ડમરો ગુલાબ જાય ખીલી
રહ્યા જુઓ૦ ૩
સાખી-રમતાં કુસુમિત વનમાં અમિત શયા નંદલાલ

રમણલાલ હિતમસ છે નિરખી છબી તે કાલ
આવિ બિરાજ્યા પ્રભુ કામીનીની કુંજમા પ્રીતીના રંગનોએ
ભાવી થયો જુઓ૦ ૪

ભજન ૩૩



પ્રભુજી અકળ ગતિ છે તમારી, સું ગુણ વિનવું મોરાર
રૂદીએ આવજો મહારાજ
પ્રભુજી પુરો બન્યો જંજાળી આવરણ ટાળજો રઘુવીર રૂદીએ
આવજો મહારાજ- ટેક

સાખી- માયા ભુ મિમાં પડ્યો ભવ સીધુની માય
શરણ તહારૂ લેઈ તરૂ એવી કરજો છાંય
પ્રભુજી તારક સહાયક પામર પાલક પુરૂષોતમ ભગવાન
રૂદીએ આવજો મહારાજ-૨

સાખી—ભકત તણાં દુઃખ કાપવા એ છે તમારી ટેવ
જગત દધીનાં પ્રાણીઓ કરે તમારી સેવ
પ્રભુજી જગત પતિ કૃપા અતિકરી શુભ મતિ આપો રણછોડ
રૂદીએ આવજો મહારાજ પ્રભુજી ૩

સાખી—નરસૈયો સુરદાસ અને અમરીષ આદી દેહ
અપાવની મીરાં અને શવરી તારી તેહ
પ્રભુજી અંતરયામી છો સુખધામી પાલક જગ આધાર
રૂદીએ આવજો મહારાજ—પ્રભુજી ૪

ભજન ૩૪

જોર નવ કરીએરે વ્રજવાસી
મેલીદો મટુકી જાવું નાસી મ્હારા વહાલા જોર નવ—ટેક
જુમનાંનો આરો વહાલા શાને રોકો છે.
શો છે હમારો વાક મ્હારા વહાલા જોર નવ ૨
વૃંદા તે વનની કુંજ ગલનમે
મધુરીશી મોરલી બજાવી મારા વહાલા જોર નવ ૩
વૃંદાતે વનમાં હરતાંને ફરતાં
ઉભા છો લાગ તપ.સી મારા વહાલા જોર નવ ૪
આણી તેડ ગંગા વહાલા પેલી તેડ જુમનાં
વચમાં ગોકુળઉ ગ.મ મારા વહાલા
શાનાં માગો છો દાણ મારા વહાલા
એઠાં તે ગોરસ ખાધાં મારા વહાલા જોર નવ ૫
વૃંદાતે વનમાં રાસ રમ્યો છે
સોલસે ગોપીમા ગીરધારી મારા વહાલા જોર નવ ૬
મુખે તે મોરલી ધારી મારા વહાલા
ખાંધે કામલીયા ઓઢી મારા વહાલા જોર નવ ૭
મામાનું મૂળ તમે હાથે કાઢયું છે
મારી છે પુતના માસી મારા વહાલા જોર નવ ૮
બાઇ મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ
ચરણ કમલની દાસી મારા વહાલા જોર નવ ૯

## ભજન ૩૫

તેરે બંકે મુગટ પર લટાઓ ઝુક રહી છબી
પ્યારી ગીરીવરધની

ગીરીવરધારી ને કુંજ બીહારી તેરે બંકે મુગટ પર—ટેક
મુરતકે મુગટ કાનેરે કુંડળ
મકર કુંડળ પહેર્યાં કાનનમેં તેરે૦ ૨
જમના કે તટ પર ધેનું ચરાવે
બંસી બજાવે વહાલો કદમ ચઢી તેરે૦ ૩
વૃંદા તે વનમે રાસ રચ્યો છે.
સોલસેં ગોપીઓ ને ગીરધારી તેરે૦ ૪
પુરૂષોતમની છબી નીરખતાં
ચરણ કમલમા લપટ પડી તેરે૦ ૫

## ભજન ૪૯



વાગે છે રે વાગે છે વૃંદાવન મોરલી વાગે છે
એનો શબ્દ ગગનમાં ગાજે છે વૃંદાવન મોરલી વાગે છે-ટેક
વૃંદા તે વનને મારગ જાતા
દાણુ દધીનાં માગે છે વૃંદાવન મોરલી વાગે—૨
વૃંદા તે વનની કુંજ ગલનમે
રાધાને કૃષ્ણ બીરાજે છે વૃંદા વન—૩
વૃંદા તે વનમા રાસ રચ્યો છે.
થૈ થૈ થૈ થૈ નચે છે વૃંદાવન ૪

અમે સુતાં હતાં ભર નિંદ્રામા
નણદી વેરણ જાગે છે — વૃંદાવન૦ ૫
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
એના દરશન થકી ભીડ ભાગે છે — વૃંદાવન૦ ૬

---

ભજન ૩૭

આવોને મોહનજી રમવા જુમનાંજીના ઘાટે રે—ટેક
કપટી કાનુડા વાટમા મળીઓ
મથુરાં નગરીની વાટેરે — આવોને૦ ૨
કોઇ પરનારીની સાથે ફરો છો
હેગ ફરો શા માટેરે — આવોને૦ ૩
ગોવાળ સરવે ટોળે મળીને
રાસ રચ્યો છે ઘાટેરે — આવોને૦ ૪
મોટા મોટા મુનીવર વનમાં
તીરથ કરે છે તમ માટે રે — આવોને૦ ૫
સખી રાધાનો સ્વામી શામળીયો
ભકતોની વારે ધાજોરે — આવોને૦ ૬

---

ભજન ૩૮

મેલી દેને કહાન કહાનરે મારગડો મહારો
છોડરે પાલવડો મહારો — મેલીદેને કહાન—ટેક

વારે વારે તમને નંદકુંવરને
હજુ ન આવે સાનરે પાલવડો મ્હારો છોડરે મેલી૦ ૨
વાટેને ઘાટે ના વદીએ કહાના
શાનાં માગો છો દાણ દાણરે પાલવડો છોડરે મેલી૦ ૩
ઉભા ઉભા તમે સાન કરો છો
મેહનાં મારો છો બાણ બાણરે પાલવડો છોડરે મેલી૦ ૪
અમે મહીયારી રાજા કંસની કહાવીએ
શાના માગો છો દાણ દાણરે પાલવડો છોડરે મેલી૦ ૫
દાણનો જો તમે ખપ કરો તો
આવજો ગોકુળ ગામ ગામરે પાલવડો છોડરે મેલી૦ ૬
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
તમે નંદાજીના લાલ લાલરે પાલવડો છોડરે મેલી૦ ૭



ભજન ૩૯

મ્હારો વાહાલોજી વાસળી વગાડે અથાગ નાદ આતે કેવોરે ટેક
વાહ તહારી વાંસળીને ધન્ય તહારી મોરલી
મુને લાખેણી મોહની લગાડી અથાગ મારો વાહાજી ૨
વાસળીનો નાદ સુણી ઉતરી સમાધી
મહાદેવજીએ આખડી ઉઘાડી અથાગ મારો વાહાજી ૩
પીયુ પીયુ બંધ થયા મોઘા પંખીડા

કોના આશરે તું બોલી શકે કહાડી અથાગ મારો વહાલોજી ૪
જુમનાંના નીર સ્થીર થઇ ગયાં જાણીએ
મોહ પામ્યા જુમનાજી માડી અથાગ મારો વાલોજી૦ ૫
ગ યોના મુખણાં ધર્યા રહ્યા તરણુખલા
નાગ ડોલે નવે સર દાડી અથાગ મારો વાલોજી૦ ૬
રંગીલો નાથ રૂષીરાજના રૂપાળો
જાવું વારણીએ વધો એની વાડી અથાગ મારો વાલોજી૦ ૭



ભજન ૬૦

રાગ ઉપર મુજબ

દેખો સખીનો દુલણીઆ કાલીંદરીને કાંઠડે ઉભો રે—ટેક
પ્રાણજીવને રૂડું પહેર્યું પીતાંબર
મોર મુગટ મનોહર ધરીઓ— કાલીંદરીને-દેખો૦ ૨
ભીના વહાણે કહાન ભલા શોભો છો
ગુંજાનો હાર કહાને ધરીઓ કાલીંદરીને-દેખો૦ ૩
વાંસળી વગાડી કહાન મોહ પમાડે
એતો દીસે જાદુડાનો દરીઓ કાલીંદરીને-દેખો ૪
માંકડાં બોલાવી કહાન માખણ ખવડાવે
મહારા ફરીયમાં ઘેર ઘેર ફરીઆ કાલીંદરીને દેખો૦ ૫
વઢકારી નારીઓ કહે જે વઢકારો
એતો દીસે છે ડહાપણનો દરીઓ કાલીંદરીને દેખો ૬

એકવાર આગણે નચાવુ નાનપ્ર

કહાન કુંવર કેસરીઓ         કાલીંદરીને દેખો

રંગીલો નાથ રૂપાગરનો રૂપાળો

એતો આપણુને કાજ અવતર્યો.   કાલીંદરીને દેખો૦ ૮



## ભજન ૪૧ રાગ ઉપર મુજબ

ગીરધારી ગીરધારી ગોપાળલાલ ગીરધારી રે

ભકતો તણા હીતકારી ગોપાળલાલ   ગીરધારીરે ગીરધારી ટેક

શવરી બાઇનાં એંઠા તે બોરને

પ્રેમ આરોગ્યાં મેરારી        ગોપાળલાલ ગીરધારી૦ ૨

છત્ર પતીના મેવા તજીને

ખાધી વિદુર ઘેર ભાજી        ગોપાળલાલ ગીરધારી૦ ૩

દ્રૌપદીની દીન વાણી સુણીને

વારે ધાયા વનમાળી         ગોપાળલાલ ગીરધારી૦ ૪

નરસિંહ મહેતાની હુંડી હોરોથી

શામળીઆ તમે શીકારી        ગોપાળલાલ ગીરધારી૦ ૫

દાસનો દાસ કહે ગુરૂજી કૃપથી

મોટી છે ઓથ તમારી         ગોપાળલાલ ગીરધારી૦ ૬

## ભજન ૪૨ રાગ ઉપર મુજબ

લેહ લાગીરે મને તહારી મોહનજી લેહ લાગી મને તહારીરે-ટેક

જીવડો તલસે છે મેરારી મોહનજી લેહલાગી લેહ લાગી૦ ૨

કમજ મુકયાં ને ટામજ મૂકયાં
મન ચાહે છે મોરારી મોહનજી લેહ લાગી૦
ખભે છે કાંમળો ને હાથમા છે વાંસળી
ગોકુળમાં ગાયો ચારી મોહનજી લેહ લાગી ૩
સોળ સહસ્ત્ર ગોપીઓને તમેજ વરીયા
તોય તમે બાળ બ્રહ્મચારી મોહનજી લેહ લાગી ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
ચરણ કમલ બલીહારી મોહનજી લેહ લાગી ૫



ભજન ૪૩

મુને કૃષ્ણ જોયાના કોડ સહીયર ચાલોને
ઉમીયાજીને લાગું પાય. હરીવર આલોને. મને-ટેક.
સાખી-દેરે દેરે દીવા કરૂ. પુંજું શંકર દેવ
શામળીઓ વર પામ વારે, હું તો કરૂં શંભુજીની
સેવ-સહીયર-મને ૨
સાખી-ગોકુળની ગોવાલણી, હીંડે મલપતી ચાલ
મોહનજી પર મોહી રહીરે, એનું મુખડું છે
લાલ ગુલાલ સહીયર-મને ૩
સાખી-ખાંધે કાળો કાંમળો, હસ્તે લખુટીયા છે ચાર
હીંડે છે કેવો ફાકડોરે, કેવો શોભે છે નંદનો
કુમાર સહીયર-મને ૪

સાખી–ગોકુળની ગોવાલણી, લાવે દહીંને ભાત
ચોરી ચોરીને ખાય છે રે, કેવો શોભે છે નંદનો
કુમાર સહીયર–મને ૫
સાખી–સાસુ અમારી જસોમતી, સસરો શ્રી નંદલાલ
કંથ કર્યો મેં કાનુડોરે, મહારી આસરી છે
ગોકુળગામ સહીયર–મને ૬
સાખી–ચંદન કેરી તલાવડી, મોતીડે બાંધી પાળ
કૃષ્ણજી ધુવે ધોતીયાંરે પાણી લાવે શ્રીરાધાનાર
સહીયર–મને ૭
સાખી–વન વગડામાં હું શોધતી, મળીઓ શ્રી જમુનાં ઘાટ
ધેનુ ચરાવે કાનુડોરે, હું તો જોઈ રહી કાનુડાની
વાટ સહીયર—મને ૮
સાખી–મોરલી બજાવે કાનુડા જમુનાં જળ સ્થીર થાય
પશુ પક્ષી નવ બોલીયાંરે જેની મોરલીથી ભાન
ભૂલાય સહીયર–મને ૯
સાખી–રાસ રચ્યો છે કાનુડે ગોપી કરે સાથ
હવેતો અમને દયા કરો રે, એવી રાધા ભણીકે
નાથ સહીયર મને–૧૦
સાખી–ગાય શીખેને સાંભળે રાધાજીનો રાસ
એ નર વૈકુઠ પામશે રે ગુણ ગાય નરસૈંયો દાસ
સહીયર-મને ૧૧

ભજન ૪૪

ઉભી અરજ કરે મીરાંબાઇ રામને રે
પ્રભુ પાલવ પકડીને રહી છું પ્રેમથી રે
મ્હારા છેલ છબીલા અંતરના આધાર ઉભી અરજ–ટેક
મારાં હામી પણાનાં દુઃખ સરવે દુર કરોરે
બીજું માગું મ્હારા સદ્‌ગુરૂને પ્રણામ ઉભી ૨
સાખી–સાસરીયામાં સુખ નહીં ને મહીએરમાં નહીં માન
સુખ દુઃખની વારતા સુણતું નથી કોઇ કાન
હવે નથી રહેવું રાણાજીના રાજમાંરે
રાણો રોષ ભરેલો કપટી કુડો કામી ઉભી ૩
સાખી–ઉંડે કુવે ઉતારીયાં તરત તુટયાં સત
તારણ હારો તારશે, શાંમળીઓ સમરથ
એવા વીવેકી વીઠલને જાવુ વારણેરે
ફળશે હરીજનોના અંતરના ઉમંગ ઉભી ૪
સાખી–આસમે હરિ આંવજો વીઠલ ચઢજો વાર
ગોવીંદ સાથે ગોઠડી અબળાનો આધાર
વહાલા વસમું જાણી વેગે વહેલા આવજોરે
નહીતો જરૂર મ્હારા જીવનું જોખમ થાય ઉભી ૫
સાખી—વિશ્વાસે વળગી રહી ત્રીકમ રાખો ટેક
આગળ હીંમત આદરી મન ધારૂં વિવેક

એવા પૂરણ પુરષોતમજી પધારજોરે
સત્ય રાખો મ્હારા વીઠલ સુંદીર શ્યામ  ઉભી ૬

સાખી—રૂપાળા રણછોડજી લળી લળી લાગુ પાય
રાણા ઘેર જાવું નથી એવો કર્યો કરાર
હવે શરણાંગતની વહારે ચઢજો વીઠલારે
હું તો વેચાણી છુ નાથ તમારે હાથ  ઉભી ૭

સાખી—નીતિ ધરમ ન છોડીએ જબ લગી ઘટમેં પ્રાણ
સહેજે સમુદર ઉતર્યાં જેને પ્રભુ છે સહાય
એવા ભકિત ભાવે ભુદર આવ્યા ભેટવારે
સત્ય રાખ્યું મ્હારા સાચા સુંદીર શ્યામ ઉભી ૮



ભજન ૪૫

ઓધાશું રે થયું છે વજનાર નેરે
મહી સાટે વેચે છે મોગર નેરે  ઓધા—ટેક

ગોપી પ્રેમે મંદીરમાંથી નીસર્યાંરે
એના શરીરની શુદ્ધ બુદ્ધ વિસર્યા રે  ઓધા ૨

એવી આતુરતા લાગી એના અંગમાંરે
મ્હારો વહાલો બીરાજે એના સંગમાંરે  ઓધા૩

કંઇક કારણ થયુ છે એને વાટમારે
બહુ નામી બીરાજે એના માટમાંરે  ઓધા ૪

નરભેરામના સ્વામીની રીત છે રે
મારે પુરવ જનમની પ્રીત છે રે          ઓધા ૫

---

ભજન ૪૬

**રાગ ઉપર મુજબ.**

ઓધા જાણે તેને તો અમે જાણીએરે
વર રાધાજીનો વખાણીએરે          ઓધા જાણે-ટેક
કંઇક જાણ્યા હતા નરસીંહ નાગરે રે
હુંડી લખી હતી કોળે કાગળેરે          ઓધા ૨
કંઇક જાણ્યા શગાળ શેઠ વાણીએરે
કુંવર વેંધ્યો ચંગાવતી રાણીએરે          ઓધા ૩
કંઇક જાણ્યા હતા હરિશ્ચંદ્ર રાજીએરે
સત્ય રાખ્યાં તારામતી રાણીએરે          ઓધા ૪
મુરખ ખોટા કરમની કહાણીએરે
પત્થર નહીં ભીંજે ઉંડે પાણીએરે          ઓધા ૫
ગુરૂ ગાય ગેમલ રસ માણીએરે
ગોરસ પીધાં કાનુડે વર દ્વાણીએરે          ઓધા ૬



ભજન ૮૭

## રાગ ઉપર મુજબ

બેની વ્રજમાં વાતો એવી થાય છે રે
મારો વહાલો મથુરાંમાં જાય છે રે બેની વ્રજમાં ટેક
સરવે વ્રજની સુંદરી ભેળી થઈરે
રથ રોકીને આડી ઉભી રહીરે બેની વ્રજમાં ૨
રથ જોડીને અક્રુર આવીયારે
તમે શા શા સમાચાર લાવીયારે બેની વ્રજમાં ૩
અમે મહેતા નરસૈયાના સાથમાંરે
અમે છઇએ હરી તમારા હાથમાંરે બેની વ્રજમાં ૪



ભજન ૪૮

રાગ ઉપર મુજબ.

મથુરાંમાં હરીને જાવા નહીં દઉં રે
અબળાનું મોહનજી માનો કહ્યું રે મથુરાંમાં ટેક
જેમ કહેશો તેમ સ્થીર કરી સ્થાપશું રે
કુબજાથી અધીક સુખ આપશું રે મથુરાંમાં ૨
એમ કહેતાં અમારાં કહ્યાં નહીં કરો રે
અમને મારીને પછે ડગલાં ભરોરે મથુરાંમાં ૩

સરવં સુંદ્રીરીને સાથે તેડશુ'રે
કહે ગેમલજી પછે રથ ખેડશુ'રે            મથુરામાં



## ભજન ૪૯

રાગ ઉપર મુજબ

મારે એરે પુરૂષનું કામ છે રે
જેનું રાય રણુછોડજી નામ છે રે            મારે એરે ટેક
દેવકીના સુત નંદજીના લાલા
દશરથ ઘેર એ રામ છેરે            મારે એરે ૨
મોર મુગટ ને કાનેરે કુંડલ
લક્ષ્મીવર ઘન શ્યામ છે રે            મારે એરે ૩
નટવર નાગર સુખના સાગર
એરે ધણીની મારે હામ છે રે            મારે એરે ૪
હરી જનના હીરદામાં રહે છે
દેખીતા ડાકોર ગામ છે રે            મારે એને ૫
દાસ નારણસીંગ કહે હરીના ચરણ મારે
અડસઠ તીરથ ચારે ધામ છે રે            મારે એરે ૬



## ભજન ૫૦

### રાગ ઉપર મુજબ

સીતારામને ભજીને લાવો લીજીએરે
મુખે રામ કૃષ્ણ રામ કૃષ્ણ કીજીએરે   સીતારામ ટેક,
તારો અવસર પલ પલ જાય છેરે
તારા ઘટમાં બેઠો કાળ ખાય છેરે   સીતારામ ૨
તારૂં જોબન જાશે ને જરા આવશેરે
તુને ભાણે ભોજન નહીં ભાવશે રે   સીતારામ ૩
તારા વહાલા વેરી થઇ લાગશેરે
તારી દેહ દેખીને દુર ભાગશેરે   સીતારામ ૪
કાંઇ ધર્મ કરો આડું આવશેરે
તેતો જમનાતે માર મુકાવશેરે   સીતારામ ૫
સાખી રામ દાસ કહે નર નારનેરે
સંત સેવો તો ઉતરો ભવપારનેરે   સીતારામ ૬



## ભજન ૫૧

### રાગ ઉપર મુજબ

ધન્ય આજની ઘડી રળીઆમણીરે
મારો વહાલો આવ્યાની વધાંમણી હોજીરે   આજની ટેક
હુંતો મોતીડે ચોક પુરાવતી
મારા વહાલાજીનીસેજ બીછાવતી હોજીરે   આજની ૨

પુરે પુરે સોહાગણ સાથી આરે
જેમાં મલપતા આવે હરી હાથીઆ હોજીરે આજની ૩

હું તો કંદલીના સ્થભ રોપાવની
મારા વહાજીનો મંડપ રચાવતી હોજીરે આજની ૪

હું તો ફુલડાની સેજ બીછાવતી
મારા વહાલાજીની આરતી ઉતારતી હોજીર આજની ૫
મારે જાવું શ્રી ગુરૂજીને વારણે રે
મારે જાવું શ્રી કૃષ્ણજીને વારણે રે
મહેતા નરસીંહનો સ્વામી ઉભો બારણે હોજીરે આજની ૬



ભજન પર રાગ ઉપર મુજબ

ઘણી ખમારે રંગીલા રણછોડને રે
રસીયાજી રૂપાળા ચીત ચોરને જો ઘણી ખમારે—ટેક
નીત્ય આવે સોભાગી તમ બારણે જો
વારી વારી વાલમને જાય વારણે જો ઘણી ખમારે ૨
મારો વહાલોજી શામળો વેશ છે જો
એના નેત્રોમાં મોહની વિશેષ છે જો ઘણી ખમારે ૩
મુખ નીરખતા ભુખ દુઃખ જાય છે જો
અંગો અંગે આનંદ ઉભરાય છે જો ઘણી ખમારે ૪
પદ પરશતાં હર્ષ સમાતો નથી જો

પ્યારો પુરો પ્રગટતો થાતો નથી જો ધણી ખમારે ૫
સુખ સાગરથી સુખડાં અપાર છે જો
અનુ એવાનો ધન્ય અવતાર છે જો ધણી ખમારે ૬



ભજન ૫૩

રાગ ઉપર મુજબ

તારા ખોટા છે ખારવા વહાણુનારે
બેડી બુડી માયાની મોહજામાંરે તારા ખોટા ટેક
શઢ તુટશે ને થાંભલો ભાગશેરે
તને ગાઢું જોખમ વીરા લાગશેરે તારા ખોટા ૨
ભર દરીયામાં વહાણુ તહારૂં બુડશેરે
તારી કાચી કાયાંનું વહાણુ ભાંગશેરે તારા ખોટ ૩
કેમ તરશે તે તારી દેહડીરે
કેમ તરશે હરીજનના હેલીયારે તારા ખોટા ૪
દાસ તુલસી ગુસાંઇ એમ બોલીયારે
ઝટ તરશે હરીજનના હેલીયારે તારા ખોટા ૫

---

ભજન ૫૪ રાગ ઉપર મુજબ

તાળી પાડીને રામરામ બોલજો રે તમે અંતરના પડદા
ખોલજો રે તાળી પાડીને—ટેક

જેમ ખેતરમા દાણા થાય છે રે તેને હુડા તે ખાવા જાયછેરે
તાળી પાડવાથી તરત ઉડી જાય છેરે    તાળી પાડીને૦ ૨
દેહરૂપી દાણા તમે જાણજોરે પાપરૂપી પંખી પરમાણજોરે
ભજન કરવાથી તરત નાશ થાય છે રે  તાળી પાડીને૦ ૩
તાળી પાડયાથી જે શરમાય છેરે તેને હીજડાનો અવતારથાયછેરે
તાળી પાડેથી બધો ભય જાય છે રે    તાળી પાડીને ૪
રૂષીરાજ ભજનમા ગાય છે રે હેત કરી હરીના ગુણ ગાયછેરે
ચૌદ ભુવનના નાથ ખુશી થાય છે રે  તાળી પાડીને૦ ૫

## ભજન ૫૫

સત સંગતમાં જઇએ કુડીરે કાયા સત સંગતમાં જઇએ-ટેક
હંસલાની સાથે પ્રાણી પ્રીત બંધાણી
ભેળાં બેસી મોતીડાંને ચરીએ કુડીરે કાયા સત સંગતમાં૦ ૨
મનના મેલારે તમે મેલા કહેવાશો
દીઠા દીઠે ગંગાજીમાં નહીએ કુડીરે કાયા સત સંગતમાં ૩
સાધુ સંગાથે તમે સધુ કહેવાશો
સદગુરૂ શરણુરે લઇએ કુડીરે કાયા   સત સંગતમાં૦ ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
ચરણ કમલ ચીત ધરીએ કુડીરે કાયા સત સંગતમા૦ ૫

ભજન ૫૬ રાગ ઉપર મુજબ

રટને સીતારામઓ રસના રટને સીતારામ—ટેક
રામવિના કોઇ કામ નહીં આવે ઘર અંતર સુખધામ
ઓરસના રટને૦ ૨
રામ ભજન દયાદીનતા રાખે હૈડે ધરજે હામ ઓ રસના રટને ૩
રામધુન રાખ હૃદયમા શ્રીપતી સુંદીર શ્યામ ઓ રસના
રટને૦ ૪
રામ રટણવિના પલ નવ રહેવું કર કારજ નિષ્કામ
ઓ રસના રટને૦ ૫
જગર્નારે માયા ગણપત જુઠી. સાચા સુંદીર શ્યામ ઓરસના
રટને ૬

ભજન ૫૭ રાગ ઉપરનો

દાસ હરીના થઇએ માન મુકી દાસ હરીના થઇએ-ટેક
મનકર્મ વચને કર જોડીને સેવા ગુરૂજીની ચાહીએ
માન મૂકી દાસ૦ ૨
સેવા સમરણ કથા કીર્તન ભકતી રૂપી જળે નાહીએ
માન મૂકી૦ દાસ ૩
અનંત જનમનાં પ્રાયશ્ચિત નાસે ભવસાગર તરી જઇએ
માન મૂકી દાસ૦ ૪
ધરમાનંદ કહે ગદગદ કંઠે ગુણ હરીના ગાઇએ
માન મૂકી દાસ૦ ૫

ભજન ૫૮

રાગ ઉપરનો

રામ રતન ધન પાયોરી મૈયા મેંતો રામ રતન ધન પાયો ટેક
સતસંગત સદ્‌ગુરૂની કૃપાસેં, ભાગ્ય બડો બની આયો
મૈયા મેંતો—રામરતન ૨
ખરચ્યો ન ખુટે વાકો ચોર ન લુંટે, દીનદીન હોત સવાયો
મૈયા મેંતો—રામરતન ૩
નીર ન ડુબે વાકો અગ્નિ ન જવાળે ધરણીધર્યો ન સમાયો
મૈયા મેંતો—રામરતન ૪
નામકો નાવ ભજનકી બતીયાં ભવસાગરસેં તાર્યો
મૈયા મેંતો—રામરતન ૫
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર ચરણકમલ ચીત લાયો



ભજન ૫૯

**રાગ ઉપર મુજબ.**

ખીજવત હે બલવીર માડી મોકું ખીજવત હે બલવીર ટેક
નંદબી ગોરાને જસોદા બી ગોરી તુમ કયોં શ્યામ શરીર
માડી મોકુ ખીજવત ૨
જુમનાંજીકે તીર ઠાડે હૈ બંસી બજાવે જદુવીર
માડી મોકુ ખીજવત ૩
કૃષ્ણ બી કાલે ને કાલી કાંમળીઆં, કાળો શ્રી જુમનાંજીકો નીર
માડી મોક ખીજવત ૪

વૃંદાવનકી કુંજ ગલનમેં રાધે લુટી જદુવીર  માડી મોકુ
ખીજવત ૫
દધી વેચનકો જાતિ ગોવાલણ, ગોપીકો છીન લીયો ચીર
માડી મોકુ ખીજવત ૬
દાસ નારણસીંગ કહે ગુરૂ પ્રતાપે, કૃષ્ણસે રાખો મનધીર
માડી મોકુ ખીજવત ૭



ભજન ૬૦

ગોવિંદ ગુણ ગાઇ લ્યો મન ઘેલા
તમે થાઓને વહેલા વહેલા હરિ ગુણ ગાઇ લ્યો પ્રથમ પહેલા
ગોવિંદ ગુણ ટેક
કાયા પાણીના એ પરપોટો, અંતે એ ભરૂંસો ખોટો
જુગમા હરીજસ છે મોટોરે  ગોવિંદ ગુણ ૨
મન તું મારૂં મારૂં કરતો સગાં સબંધી સાથે લડતો
તું હીંડે છે રંગમા અડતોરે  ગોવિંદ ગુણ ૩
જીવ તારાં માત પિતાને ભ્રાત કોઇ નહીં આવે તારી સાથ
તારે જાવું એકલડા વાટરે  ગોવિંદ ગુણ ૪
જીવ તારે અવર તણી છે આશ વેષ ઘણાને થોડી રાત
ક્ષણમા થઇ જાશે પરભાતરે  ગોવિંદ ગુણ ૫
એવી વૈષ્ણવ જનની રીત. કરીએ શામળીઆશું પ્રીત
ભક્ત ભવન કહે હરી ભજીને તું જીત, જીત ગોવિંદ ગુણ ૬



ભજન ૬૧

વહાલારે સંતને જય જય સીતારામ
હાંરે મારા હલની વેળાના રામ રામ
હારે મારા ગુરૂજીને કહેજો પ્રણામ } વહાલાર—ટેક

કયા થકી આવ્યાં ને કયાં તમે જાશો
હાંરે તમે કયાં જઈ કરશો વિશ્રામ વહાલારે ૨
સતસંગ કરેવા ને ભવસાગર તરવો
કાયા પડીએલ પીંપળપાન વહાલારે ૩
રૂદીયામાં રાખું ને ઘડી ના વિસારૂં
મારે જુગના જીવણ સાથે કામ વહાલારે ૪
સતસંગમાં એક હંસ બીરાજે
જીવને હોયરે આગળની ઓળખાણ વહાલારે ૫
દાસ જીવણ સંતો ભીમકેરે ચરણ
આપણે જાવુ છે વૈકુંઠ ધામ વહાલારે ૬

---

ભજન ૬૨

પ્યારા લાગો છો રઘુવીર મોરી સજની વહાલા લાગો છો
રઘુવીર મોરી સજની પ્યારા ટેક
રામજીકું સોહીએ કેશરીઆ વાઘા, સીતાકું દક્ષીણી ચીર
મોરી સજની વહાલા ૨
છોટે છોટે તીર કેશી છોટી ધનુષાં

છોટેસેં લક્ષ્મણ વીર મોરી સજની — વહાલા ૩
સરયુકે તારે અયોધ્યા નગરી
ચોકીપેં હનુમંત વીર મોરી સજની — વહાલા ૪

તુલશીદાસ ભજો ભગવાના
ભાગે જનમની ભીડ મોરી સજની — વહાલા ૫



ભજન ૬૩

રાગ ગજલનો

ખલક સબ રેનકા સ્વપના સમજ મન કોઈ નહિં અપના
કઠીન હે લોભકી ધારા બહે સબ જાત સંસારા — ખલક ટેક

ઘડા જયું નીરકા ફુટયા, પતાજયું ડારસેં તુટયા
એસી નર જાન જીંદગાની સમજ મન ચેત અભિમાની
ખલક સબ ૨

ભુલ્યો મત દેખ તનગોરા, જગતમેં જીવના થોરા
તજો મદ લોભ ચતુરાઇ, રહો નિઃશંક જગમાંહી ખલક ૩
કુટુંબ પરીવાર સુતદારા ઉસીદીન હોયગા ન્યારા
નિઃશંક જબ પ્રાણ જાવેગા, કોઈ નહીં કામ આવેગા
ખલક ૪

સદામત જાનો એ દેહા લગાવો રામસેં નેહા
કટેગી જન્મકી ફાંસી, કહે કબીર અવિનાશી — ખલક ૫



ભજન ૬૪

એગ્રી બન જાયગી ગોવિંદ ગુણ ગાયસેં
ગોવિંદ ગુણ ગાયસેં ગોપાલ ગુણ ગાયસેં  એસી ટેક
ધ્રુવકી બનગઇ, પ્રલ્હાદકી બન ગઇ
પુતનાકી બન ગઇ દુધ પીલાયસે  એગ્રી ૨
ગજકી બનગઇ ગોપીકી બનગઈ
કુબજાકી બનગઇ ચંદન લગાયસેં  એગ્રી ૩
પાંડવોકી બનગઇ, વિદુરકી બન ગઇ
કરમાકી બનયઇ, ખીચડા ધરાયસે  એગ્રી ૪
ગુણકાકી બનગઈ મીરાકી બન ગઈ
નરસીંહકી બનગઇ, કીર્તન સુનાયસેં  એગ્રી ૫
રાંકાકી બનગઈ બાકાકી બનગઇ
જાજામેલકી બન ગઇ, નારાયણ પુકારસે  એગ્રી ૬
સુદામાકી બન ગઇ સજનાકી બનગાઈ
તુલગ્રીકી બનગઇ પવન કુમારસે  એગ્રી ૭



ભજન ૬૫

બલીહારી રસીયા ગીરધારી સુંદીર શ્યામ હો તજી અમનેરે
મથુરાના વાસી આવા ના બનીએજી  ટેક
વાંસલડી વાગી વહાલા ભણકારા વાગેરે
અકળામણ દે છે મને ભારી—સુંદીર શ્યામ હો.  બલીહારી ૨

જમુનાંનો કાંઠો વહાલા ખાવાને ધાએરે
વ્રજવાટ લાગે છે બધી ખારી--સુંદીરશ્યામ. બલીહારી ૩
વૃંદાવન કેરી શોભા શી કહું તમનેરે
સોળસેં ગોપીમાં ગીરધારી--સુંદીરશ્યામ બલીહારી ૪
ટચલી આંગળીએ વહાલે ગોવરધન તોળ્યો રે
અમપર ઢોળ્યો ગીરધારી સુદીરશ્યામ બલીહારી૦ ૫
બાઇ મીરા કહે છે પ્રભુ ગીરધરના ગુણ વહાલા
ચરણ કમળ બલીહારી સુંદીરશ્યામ બલીહારી ૬

ભજન ૬૬

ગણુગુણુ ઘાટનાંરે મુરખા મોતનાંરે માથે ચોઘડીયાં વાગે-ટેક
ચોઘડીયાં વાગે રે સુતા હરીજન જાગે રે
આવીને ભરાયા ઉજડ શહેરમાંરે માંથે ચોઘડીયાં—ગણ૦ ૨
જુવાની દીવાની તહારી કાલે જતી રહેશે રે
મનડો ભરાશે તારા પાપનોરે માંથે ચોઘડીયાં ગણ૦ ૩
માત પીતાને તારાં કુટુંબ કબીલારે
કોઇ નહી આવે તારી સાથમાંરે માથે ચોઘડીયાં ગણ૦ ૪
જમના આગળ કોઇનું જોર ન ચાલે રે
લુંટી લેશે દિવસ કે રાતમાંરે માંથે ચોઘડીયાં ગણ૦ ૫
રોહીદાસની છેલી વાણી તારામતી બોલીયાં રે
સંતોનો અમરાપુરમાં હોજો વાસરે માંથે ચોઘડીયાં ગણ ૬

ભજન ૬૭ આવજો આવજો એ રાગ

રામ રટણમાં સાર છે રે સીતારામ રટણમાં સાર છે
બાકી જયાં જોઇએ ત્યાં માર છે રે સીતારામ રટણમાં
સાર છે રે—ટેક

મનુષ્યા દેહ પામી રામ વિસાર્યો ધીક તેનો અવતાર છેરે
સીતારામ ૨

મનુષ્યા દેહ પામી સમરણ ભુલ્યો તેને કલ્યાણની વાર છે
સીતારામ૦ ૩

કુસંગ કરનારનો સંગ કર્યાથી જમનો મોટો માર છે રે
સીતારામ૦ ૪

લખ ચોરાશીના ફેરારે ફરતાં મનુષ્યા દેહ છેલ્લો અવતાર
છે રે સીતારામ૦ ૫

કહે નરભેરામ ગુરૂપ્રતાપે રામ રટવાથી બેડોપાર છેરે સી૦ ૬

ભજન ૬૮ રાગ ઉપર મુજબ

રામજી ભજયાની તક જાય છેરે રૂડા રામજી ભજયાની
તક જાય છે—ટેક

માટે અજ્ઞાની કરને ઉતાવળ ઓછી આવરદા થાય છેરે
રૂડા રામજી ૨

છાનો તે કાળ ભમે શીર ઉપર ખડની પેઠે તુને ખાય છેરે
રૂડા રામજી ૩

મમતા રૂપી મોહનજીની માયા વારે વારે તુને વાય છેરે
રૂડા રામજી ૪

હાઇએ તે પગ દઇ પીલે છે પ્રેમદા વિષના પ્યાલા તુંને
પાય છેરે રૂડા રામજી ૫
રણછોડ રાક કંગાલ સરીખડો ગુણલા ગોવિંદના ગાય છેરે
રૂડા રામજી ૬

ભજન ૬૯

પરમ સનેહી ધન શ્યામલડો જાદુગારો ધુતારો કછુ કરગયોરે
કામણગારો ધુતારો કછુ કરગયોરે પરમ સનેહી-ટેક
દેખ દીવાની છેલ ગુમાની વનમાળી મોરારી ચીત હરી
ગયો પરમ૦ ૨
જીવણ પ્રાણ સુજાણ અમારો ભુવન ભુવન રસ ભરી ગયોરે
પરમ૦ ૩
કામણગારો છબીલો મતવાળો હસી હેત દેખાડી દીલ હરી
ગયો રે પરમ૦ ૪
દાસ દયાના પરમ સનેહી વનમાળી મુરલી ઉરધારી ગયોરે
પરમ૦ ૫

ભજન ૭૦

વહાલાને વીલો મેલતાં મારૂં માનતું નથી મનરે
માનતું નથી મન મારૂં માનતું નથી મનરે વહાલાને—ટેક
સુંદીરવર સોહામણોરે પ્રાણનો જીવનરે વહાલાને ૧
જમુનાં પાણી હું ગઇહતી કાંઠડે ઉભો કાન
પાલવ સાહ્યો પતળાએ ભુદરજી ભુલી ભાન વહાલાને ૨

ઘેરી ઘેરી એને ઘરમા ઘાલુ આગણીએ ઉભા રહુ
જોન માનો જાદવારે જસોદાને કહુ  વહાલને ૩
વૃદાવનમા રાસ રચ્યો છે ખેલે ગોપીકાન
નરસીંના સ્વામી શામળારે ગુણના નીધાનરે  વહાલાને ૪

ભજન ૭૧

શોભાશી કહુ રે ઠાકોરની
મારા રૂપાળા રણછોડની  શોભા શી—ટેક
બેટ દવારકાંથી આવ્યા
રાણી રૂક્ષમણીજીએ બોલાવ્યા  શોભા શી૦ ૨
સામો ડંક નાથનો આરો
ત્યાં તો સંગ ભરાયો બહુ સારો  શોભા ૩
સામે ગોમતી ગંભીર ગાજે
તારે દરવાજે નોબત વાગે  શોભા શી ૪
તારૂં દહેરૂં ગગનમા ગાજે
તારે સુરકે મુગટ બીરાજે  શોભ શી ૫
દેશોદેશથી સંગજ આવે
સામગરીમાં શીરો ધરાવે  શોભા શી૦ ૬
દાસ દાસના સ્વામીને મળજો
દયા આવે તો દરશન દેજો  શોભા શી૦ ૭
હરી ભટના સ્વામી રંગી
મારા જનનો જનમના સંગી  શોભા શી૦ ૮

ભજન ૭૨ રાગ ઉપ૰ મુજબ



ભાવથી પ્રભુ ભજો પ્રભુ ભજો તમે ત૰કટ સરવે તજોરે
ભાવથી—ટેક

દયા દીલમાં રાખજો દાડી તોતો અતિ સુખ થાય આગડી
ભાવથી ૧

કાઇ પારકાં સંકટ કાપો ભાવે ભુખ્યાને ભોજન આપો
ભાવથી ૩

જે જે દીસે છે તે તે જાવાનું તેમાં કાંઇએ નથી રહેવાનું
ભાવથી ૪

જયારે આવશે વેળા છેલી પ્રભુ વિના નથી કોઇ બેલી
ભાવથી ૫

નથી રહેવાનું દલપત ગાવે પ્રભુ ભજે નકી સુખ થાએ
ભાવથી ૬



ભજન ૭૩

હરી ભજતાં હજુ કોઇની લાજ જતાં નથી જાણીરે
જેની સુરતા સાંમળીઆની સાથ વદે વેદ વાણીરે હરી-ટેક

વહાલે ઉગાર્યો પ્રહલાદ હીરણ્યાકશ્યપ માર્યોરે
ધ્રુવને આપ્યું અવીચળ રાજ પોતાનો કરી સ્થાપ્યો રે હરી ૨

વહાલે નરસીંહ મહેતાને હાર હાથો હાથ આપ્યોરે
વીભીષણને આપ્યું રાજ રાવણ સંહાર્યોરે હરી૦ ૩
વહાલે મીરાં બાઇનાં ઝેર હળાહળ પીધારે
પંચાળીનાં પુર્યાં ચીર પાંડવ કામ કીધારે હરી૦ ૪
વહાલે અમરીષની ઓળખાણ અવતાર દશ લીધારે
વહાલે ગજની તે કીધી સહાય ગરૂડપર હરીયારે હરી૦ ૫
એવો હરી ભજવાનો લાવ ભજન કોઇ કરશેરે
કર જોડી કહે પ્રેમળદાસ ભકતોનાં દુઃખ હરશે રે હરી૦ ૬



ભજન ૭૪ રાગ ઉપર મુજબ

હરી ભજતાં આવ તને લાજ અભાગીયા પ્રાણીરે
કેમ ગાતો નથી ગોવિંદ જગતગુરૂ જાણીરે હરી ભજતાં—ટેક
જેણે માતાના ગર્ભની માંહે સંભાળ લીધીરે
આપ્યો મનુષ્ય દેહ અમુલ્ય બુદ્ધિ દીધીરે હરી૦ ૨
મન ઓળખ આતમરામ સતસંગત કરનેરે
કરી ઓછવ સેવા નીત્ય કથા કાને ધરનેરે હરી૦ ૩
મદ, લોભ, મોહને માયા મમતા છોડીરે
તજ, કપટ અને વ્યભિચાર પ્રભુ પ્રીત જોડીરે હરી૦ ૪
આવ્યો લાભ લેવાને કાજ પ્રભુને કર રાજીરે
કાંઇ ચેત, ચેત હજી ચેત હાથમા છે બાજીરે હરી૦ ૫
ખરા ભાવે ભજો ભગવાન ચોરાસી ટળશેરે
કહે દાસ નરોતમ એમ નારાયણ મળશે રે હરી૦ ૬

ભજન ૭૫ રાગ ઉપર મુજબ

ધન દેહીમાં ડાકોર ગામ જુઓ મન માહીરે
નિશ્ચે નીરખો શાંમળીઓ નાથ રણછોડ રાયોરે ધનદેહીમા-ટેક
ગુરૂ જ્ઞાન ગોમતીસાર સમુદર દરીયો રે
તેમા નામ નારાયણનીર નિરમળ ભરીયો રે ધન દેહીમા ૨
પુરવ પુણ્ય તણા પ્રતાપે આપણે નાહિયેરે
મળ્યો સતસંઘ સગીઓનો સાથ, ગોવિંદ ગુણ ગઈએરે
ધનદેહીમા ૩
રાખો ટેક ભક્ત બોડાણા સરખી મતીરે
સાચી ભકિત શ્રી ગંગાબાઇ ગોવિંદને ગમતીરે ધનદેહીમાં ૪
દયા દહેરૂ જુઓ દીલમાહ્ય ગગનમાં ગાજેરે
ત્યાં તો મન મદીરની માંહ્ય મોહનજી બીરાજેરે ધનદેહીમાં ૫
રાખો ચરણ કમળમાં ધ્યાન સનમુખ સુરતીરે
સુરતીમાં મંગળરૂપ, મોહનજીની મુરતીરે ધનદેહીમાં ૬
ત્યાં તો અનહદ નાદ થાય નોબતો વાગેરે
હરીનામ શબ્દ સુણતાં ભવદુઃખ ભાગેરે ધનદેહીમાં ૭
હરિ અનાથોનો નાથ રણછોડ રસિયોરે
દાસ નારણસિંગના હ્રદયમાં વસીયોરે ધનદેહીમાં ૮



ભજન ૭૬

કાંઇ નથી જોતા કૃષ્ણ કૃપા જયા કરોછોરે
૧ કુડી કૃતી હોય તેની રૂડી માની લ્યો છો રે કાંઇ નથી ટેક
શાને વાંકે સુરપંખાનું નાક તમે કાપ્યુરે
શાને પુણ્યે કુબજાને પતિ સુખ આપ્યું રે કાંઇ નથી ૨
વાલી વાનર હણ્યો બંધુ વધુને પ્રસંગેરે
સુગ્રીવ વિભીષણનુ તો નજરે જાયું આપેરે કાંઈ નથી ૩
અગ્ધે દ્વારે ગુણકાને વૈકુંઠ પમાડીરે
સંત બીજા પડયા રહ્યા જપતા રામ દાડીરે કાંઇ નથી ૪
નહીં તેનું નહીં જેનું ભાવ્યું તેનું ભાવ્યુંરે
કૃપાના સમુદ્ર મારા તમથી ચાલ્યુ આવ્યું રે કોઈ નથી ૫
એવી દયા દયા ઉપર કયારે કરશો રીઝીરે
કૃપાના સમુદ્ર મારા પ્રાણપતી શ્રીજીરે કાંઇનથી ૬

ભજન ૭૭

૧ સમરણ શામળીયાનુંરે કરતાં ભવના બંધન તુટે શમરણ-ટેક
હરી હીરો જેના હાથમાં આવ્યો તે અળગો કેમ મૂકે
શમરણ૦ ૨
આશા તૃષ્ણા લોભ અભિમાન તેની ગાગર કુટે શમરણ૦ ૩
પ્રભુ નામ પારસમણી પરવત કોઇ કાળે નવ ખૂટે શમ૦ ૪
નારાયણનું નામજ લેતાં જમ ઠીકર નવ લુટે શમ૦ ૫
પ્રીતમના સ્વામી પરમ સનેહી તુંથી બંધન છુટે શમ૦ ૬

ભજન ૭૮ રાગ ઉપર મુજબ

ઘેલા અમે ભલે થયાંરે બાઇ મને ઘેલામાં ગુણ લાધ્યું
આટલા દીવસ હરી જાણ્યા વિનાનું મન માયામાં લાધ્યું
ઘેલાં-ટેક
ભવસાગરમા ભુલા પડયા ત્યાં મારગ મળીઆ માધુ ઘેલા. ૧
ઘેલાં તો અમે હરીનાં ઘેલા નિર્ગુણ કીધાં નાથે
પુરવ જનમની પ્રીત હતી ત્યારે હરીએ ઝાલ્યાં હાથે ઘેલાં ૨
ઘેલાંની વાતો ઘેલાંજ જાણે હરીજનીઆ સુ જાણે
જે રસ્તો દેવતાને દુર્લભ તે રસ ઘેલા માણે ઘેલાં ૩
ઘેલાં મટીને અમે ડહ્યાં ના થઇએ સદગુરૂ શરણે જઇએ
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ કારજ સઘળા સરસે
ઘેલાં૦ ૪

ભજન ૭૯
રાગ ઉપર મુજબ

જેને ઘેર હરીજન હરીજશ ગાય, તેતો નીત્ય ગંગામા નહાય ટેક
અઠસઠ તીરથ ગુરૂને આંગણે દુર ગએ શું થાય જેને ૧
ધ્રુવ નાહ્યા, પ્રલ્હાદ નાહ્યા, હેતે નાહ્યા હનુમાન
પ્રીત કરીને પરીક્ષીત નાહ્યા જોગી શુકદેવ ગાય જેને ૨
સઉ સંતાએ મળી ધોરણ બાંધ્યું જ્ઞાન ગંગા તોળાય
જપ; તપ, તીરથ આવી મળ્યા તેમાં સર્વ સાધન મળી જાય
જેને ૩

જ્ઞાન ગંગાનો મહીમા મોટો, મુખે કહ્યા નવ જાય
ભલે મળ્યા મહેતા નરસિંહના સ્વામી, હેત હરી ગુણ ગાય
જેને ૪

ભજન ૮૦

દામોદર દુઃખડાં કાપોરે બળવંતા બેલી
નંદલાલ નીજાનંદ આપોરે બળવંતા બેલી દામોદર ટેક
વહાલાજી હું તો પળપળનો અપરાધી
ભરેલો આધિ વ્યાધિરે—બળવંતા બેલી દામોદદર ૨
વહાલાજી હું તો તમારા બળથી ગાજું
જાણો છો શું કહુ ઝાઝુરે—બળવંતા બેલી દામોદર ૩
વાલાજી જેવો તેવો છું તોએ તમારો
અપરાધ ના જોશો મારોરે બળવંતા બેલી દામોદર ૪
વાલાજી મારૂ જોર નથી જો તરછોડો
શું રૂઠી કરે મંકોડોરે –બળવંતા બેલી દામોદર ૫
વાલાજી શ્રીમુખ પોતાનો કહો છો માટે ગાજુ
બીજુ બળ કયાંથી કાઢુરે –બળવંતા બેલી દામોદર ૬
દયાના પ્રીતમ પાણી ગ્રહ્યો છે તો નિભાવો
મારે દાસપણાનો દાવોરે બળવંતા બેલી દામોદર ૭

ભજન ૮૧ રાગ ઉપર મુજબ

માને છે મારૂં મારૂં રે જાગીને જોને
તલભાર નથી કાંઈ તારૂંરે જાગીને જોને માને છે-ટેક

માણેકને મોતી કેરી દુકાનો જેણે માંડી
હીંડ્યા લઇ ફુટી હાંડીરે જાગીને જોને          માને છે ૨
ભંડાર ધનના ભરીયા ભુપાળે બજવી ભાલા
પણ ચાલ્યા ઠાલા માલારે જાગીને જોને          માને છે ૩
કીરતીઓ જેનાં નાણાંની સંભળાતી કાને
તે સુતા જઇ સમશાનેરે જાગીને જોને          માને છે ૪
સંચરતા હાથી ઘોડા હજારો જેની સાથે
તે હીંડ્યા ખાલી હાથેરે જાગીને જોને          માને છે ૫
સંસાર સરવે દેખીને ડરતો જેની સહેમાં
તે ચોટયા જઇને ચહેમાંરે જાગીને જોને          માને છે ૬
કીધાં હોય હાથે કરીને દાન પુણ્ય કોડે
તે જાય જીવની જોડેરે જાગીને જોને          માને છે ૭
રૂપીરાજ કહે હૃદયમાં રહેનારો જેથી રીઝે
કામનો એવાં કીજીરે જાગીને જોને          માને છે ૮

ભજન ૮૨ આવજો આવજો આવજોરે એરાગ

રામનું રામનું રામનુંરે નામ આવો તો લઇએ રામનું—ટેક
રામના નામ વિના કાંઇએ બીજું
કોડી એકે નથી કામનું રે નામ આવો તો          રામનું ૨
રામ રટણ હોય જેના હૃદયમાં
આનંદ આઠે ધામનુંરે નામ આવો તો          રામનું ૩
મંછારામ નથી કોઈ જગતમાં
બુરૂંરે કામ બદામનું રે નામ આવો તો          રામનું ૪

### ભજન ૮૩

ભાવે ભજતાં તે ત્રિભુવન નાથ શરમ તને શાની આવેરે
વહાલો રીઝવતાં વિશ્વનાથ શરમ તને શાની આવેરે-ટેક
સેવે બુઢા બાલક જુવાન શરમ તને શાની આવેરે
ધનવાન અને વિદ્વાન શરમ તને શાની આવે રે ભાવે૦ ૨
ભજી ગયા છે જેને મોટા ભુપ શરમ તને શાની આવેરે
ધ્રુવ પ્રહ્લાદ રાજાના પુત્ર શરમ તને શાની આવેરે ભાવે ૩
તજયું ભરતે જેને માટે રાજ શરમ તને શાની આવેરે
બાઇ મીરાંની રાખી છે લાજ શરમ તને શાની આવેરે
ભાવે૦ ૪
કહે જાદવ નથી બુરૂ કામ શરમ તને શાની આવેરે
ભાવે ભજતા તે શ્રી ભગવાન શરમ તને શાની આવેરે
ભાવે૦ ૫



### ભજન ૮૪ રાગ ઉપર મુજબ

કરો રાધાવલ્લવ ગુણગાન પ્રબળ માયા પરહરીરે
ધરો નિશદીન જુગલનું ધ્યાન
સત સંગતમાં કરો પ્રીતી ,, ,, ,,
ઝાલો સંત પુરૂષની રીતી ,, ,, ,,
કીજે શ્રી વૃંદાવન વાસ ,, ,,
રહીએ રસીક અનન્યની પાસ ,, ,,

ગોવિંદ રામ રહે અહીં ન સમર્યા ત્યા નથી ઠેકાણું આ
છે કૃષ્ણ૦ ૫

ભજન ૮૬ મથુરાંમા હરીને જાવા નહી એ રાગ

સુખ કહ્યુ ન જાય સતસંગનુરે
અંગો અંગે આનંદ ઉભરાય સુખ કહ્યુ—ટેક
અડસઠ તીરથ સૌ એને આંગણેરે
સતસંગેથી ભેળાં થાય સુખ કહ્યુ૦ ૨
એ સુખ ઇંદ્રના લોકથી અધિક છેરે
વૈકુંઠથી વધતુ જાય સુખ કહ્યું૦ ૩
એ સુખ બ્રહ્માના લોકથી ભારે ઘણુંરે
એતો શેષ પુંગળે વંચાય સુખ કહ્યું૦ ૪
મહેતો નરસીંહ એમાં એમ ભણેરે
એતો ઓળખાવે અવિનાશ સુખ કહ્યું૦ ૫

---

ભજન ૮૭

ધન્ય જેણે હરીગુણ ગાયા સંસારમાં
આરે સંસારમા ને આરે અવસરમાં ધન્ય જેણે—ટેક
બીજા સૌ જાણજો ભરાયા સંસારમાં ધન્ય જેણે૦ ૧
હાથી ઘોડાને સુખપાલમાં બેઠે શું થયું
શું થયું મેળવી માયા સંસારમાં ધન્ય જેણે૦ ૨
કંઠ ઝાલીને જમ કાઢશે પલકમાં

કઇ શ્રી વૃજ રજમા લોટ ,, ,,
એ સુખ નેન પામે મુક્તિ કોટી ,, ,
છોડી સરવ કુટુંબ ધન ધામ ,, ,,
જુમનાં તટ લે આરામ ,, ,,
બાધો વ્રજ તરૂ સાથે નેહ ,, ,,
માતા પીતા ભ્રાતા મિત્ર જણુ એહ ,,
એમ જે ન વિચારે નરનાર ,, ,,
હિન રમણુલાલ ભુમી ભાર ,, ,,

ભજન ૮૫ જય જય જગદાધાર એ રાગ

હરી ભજવાનું ટાણું આ છે રામ ભજવાનુ ટાણું
ભુલ્યા શીદ ભમો છો રે આ છે કૃષ્ણ ભજવાનું ટાણું-ટેક
હરતાં ને ફરતાં હરી ન સમર્યા શું બેસે છે નાણું
સમી સાંજના સુઇ રહ્યા છો હમણા વહાશે વહાણું
આ છે કૃષ્ણ૦ હરિ ૨

ઠાલે રે ઠાલે ભરીએ ભરાએ માયા મોટું માણું
ઓચિંતો આવી કાળ પકડશે પડયું રહેશે કરીયાણું
આ છે કૃષ્ણ૦ ૩

માથે આવ્યું નહી મટે વહાલા ઘુઘુટમાં ઘેરાણું
બળ કરી બોલાશે નહી જયારે બેઠું જમનું થાણું આ
છે કૃષ્ણ૦ ૪

દીધા વિના કયાંથી પામશો વહાલા એ વાતો હું જાણું

દુર રહેશે સુતવિત દારા સંસારમાં          ધન્ય જેણે૦ ૩
દયાના પ્રીતમ ભજો નંદના કુંવરને
સફળ થાશે તારી કાયા સંસારમા          ધન્ય જેણે૦ ૪

---

ભજન ૮૮

કયા બોલે અબ કયા બોલે મન મગન ભયા અબ કયા બોલે—ટેક

તેરા સાહેબ હે તુજ ભીતર
બાહેર નૈનાં કયા ખોલે મન મગન ભયા   કયા બોલે૦ ૨
સુક્ષમણનાડી અમીરસ લવે
પ્યાલા ભરભર અણતોલે મન મગન ભયા   કયા બોલે૦ ૩
હંસે પાયા માન સરોવર
દુજી જગાપર બગ ડોલે મન મગન ભયા   કયા બોલે૦ ૪
કહત કબીર સુણો ભાઇ સાધુ
સદગુરૂ પાયા અણ મુલે મન મગન ભયા   કયા બોલે૦ ૫

ભજન ૮૯ કૃષ્ણ રામા રામા રામા એ રાગ

ચેતી લેનરે ચેતી લેને
તારે માથે ભમે છે કાળ જમડા જાશે તુને ઝાલીને ચેતી લેને ચેતી લેને—ટેક

ભુલી ગયોરે ભુલી ગયો
આત્માનું ભજન, જુઠું રહ્યો શું ઝાલીને     ચેતી લેને૦ ૨

તને આપીરે તને આપી
નરદેહ નાથ વૃથા જાએ છે ચાલીરે ચેતી લેને ચેતીલેને ૩
તારી સાથે રે તારી સાથે
નહી આવે લગાર જઇશ હાથે ખાલીરે ચેતી લેને ચેતીલેને ૪
ધરમાનંદ કહે રે ધરમાનંદ કહે
ભજી લેને હરીકૃષ્ન મીથ્યા રહ્યા શું ઝાલીને ચેતી લેને
ચેતી લેને ૫

ભજન ૯૦ રાગ ગોડી

કરી લ્યોને સતસંગ ભાઇ તમે કરી લ્યોને સતસંગ—ટેક
સદ ગુરૂનાં શબ્દ રૂપી નાહીં લીઓને તમે ગંગ ભાઈ તમે
કરી લ્યો૦ ૨
ધર્મ જ્ઞાન વૈરાગ ભકિતનો ચહાવો આત્માને રંગ ભાઇ
તમે કરી લ્યો કરી લ્યો૦ ૩
ચોવીસ તત્વના રૂપને જાણી થાવું તે થકી અસંગ ભાઇ
તમે કરી લ્યો૦ ૪
ધરમાનંદ કહે હરીકૃષ્નના નામ રૂપી જડાવો જીવમાં નંગ
ભાઇ તમે કરી લ્યો૦ ૫

ભજન ૯૧

કૃષ્ણ કાળારે મારા ચીતડાના ચોર છઇઆ નંદનારે મારા
કાળજાની કોડ કૃષ્ન—ટેક
ખભે ઓઢયો કાંમળોને તેનો કાળો રંગ

હીરદેમેં તેરા રામજી બીરાજે સીતાજી કી શોધમેં ફરે
હનુમાન પલક ૨

ગલેમેં તુલસી કી માલા, મુખમેં રામ રામ
હીરદેમેં ઠેરાવો શ્રી સાલીગરામ પલકમત ૩
નોકર ચાકર બાત ગુલામ રામા
અંતે ન આવે કોઈ તેરે કામ પલક મત ૪
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધારના ગુણ
નનાંકે પ્યારે મેરે સુંદીર શ્યામ પલક મત ૫

ભજન ૬૪

મારા વ્હાલારે વૃંદાવનની વાટે વહેલા આવજો
મારાવહાલારે પ્રેમી જનને પ્રેમ કરી બોલાવજો મારાવહાલા
ટેક

મારાવહાલારે પ્રેમી જનનાં હૈડાંતો હરખે ભર્યાં
મારાવહાલારે તે દેખીને ચીતડાં મારાં ત્યા ઠર્યાં મારા
વહાલારે ૨

મારાવહાલારે વૃજની નારી મહી વેચવાને જાય છે
મારાવહાલારે ગોપી જનનાં મહીમાખણ લુંટી ખાય છે
મારાવહાલારે ૩

મારાવહાલારે વ્રજની નારી ઠપકો દેવા જાય છે.
મારાવહાલારે જસોદા માતા સોટી લઈને વાય છે
મારાવહારે ૪

ઓ જાય ઓ જાય વૃંદાવન ચંદ્ર   કૃષ્ણ કાળારે૦ ૨
પીળાં પીતાંબર લખુટીયા છે લાલ
ગૌવા ચરાવન જાય વ્રજલાલ   કૃષ્ણ કાળારે ૩
વૃંદાવન ચરાવી મથુરામાં જાય
ધુપ પડે ભુખ લગે કહાંસે ચલાય   કૃષ્ણ કાળારે૦ ૪
બજાવે બંસરી ને ધીમે ધીમે લાલ
સખી રાધાના સ્વામી નંદલાલ   કૃષ્ણ કાળારે ૫

### ભજન ૯૨

સદગુરૂ સંગે રહીએ રંગે આનંદ વાધે અંગે
પુરણ પ્રેમ તરંગે પ્રભુને નિહાળીએ રે.   સદગુરૂ ટેક.
નયણે નીરખું, હઈડે હરખું, નહી શાંમળીઆના સરખું
અલબેલા વાલા શું અંતર ટાળીએરે.   સદગુરૂ ૨
આનંદકારી અખંડ વિહારી, ગોપીવર ગીરધારી
હું બલીહારી વારી તારા નામનેરે.   સદગુરૂ ૩
જ્યાં જોઉં તો દેખું જેવો, અકળ સ્વરૂપી એવો
સ્નેહ ધરીને સેવો સુંદીર શ્યામનેરે.   સદગુરૂ ૪
રમતાં રામ નિરંનર ન્યારો, હું મારાને નિશ્ચે તારો
પ્રીતમ પ્રેમે પારો નાતો સ્નેહનોરે.   સદગુરૂ ૫

### ભજન ૯૩

પલક મત વિસારો રામે રામ, પલક મત વિસારો રામૈરામ
ટેક.

મારાવહાલારે વૃંદાવનમાં અખંડ રાસ રમાય છે
મારાવહાલારે નટવરજીની સંગે ગોપીઓ ગાયછે
મારાવહાલારે ૫
મારાવહાલારે જુમનાંજીની અખંડ આરતી થાય છે
મારાવહાલારે માધવદાસ બલીહારી જોવા જાય છે
મારાવહાલાલારે ૬



ભજન ૯૫

આજ કાલ કાળીઓ આવશેરે કોઇ રામ રસ પીઓરે
મારતો મારતો આવશેરે કોઇ રામ રસ પીઓરે આજકાલ
ટેક.
સુખ છે સંતના સંગમાંરે કોઇ રામ રસ પીઓરે
સંતનો ભવનાં દુખડાંરે કોઇ રામરસ પીઓ. આજકાલ ૨
કાંઠે આવીને તને કાઢશેરે કોઈ રામ રસ પીઓરે
ભવનાં બંધન કાપશેરે કોઈ રામ રસ પીઓરે
સુત દારાને લક્ષ્મીરે કોઇ રામ રસ પીઓરે
ઉંચો કરીને પછાડશેરે કોઇ રામ રસ પીઓરે
ચેતી ચેતીને વીગ ચાલજોરે કોઈ રામ રસ પીઓરે
કાંઠે આવેલું વહાણ બુડશેરે કોઇ રામરસ પીઓરે
પ્રીતમના સ્વામી શાંમળારે કોઈ રામ રસ પીઓરે
મેલોને મનના આંબળારે કોઇ રામ રસ પીઓરે

ભજન ૯૬

( હરિભજતાં હજુ કોઇની લાજ ) એ રાગમાં

ધન્ય ડાકોર રૂડું ગામ વસે મારો વહાલોરે
શામળીઓજી ચતુર સુજાણ, તેને જોવા ચાલોરે ધન્ય ટેક
બહુ બોડાણાની પ્રીતે પ્રભુજી પધાર્યારે
અહીંયા આવીને ઉતમ કીધાં કે અધમ ઓધાર્યારે ધન્ય ૨
ઘણા પાપી તે પાવન થાય દર્શન કરતાંરે
દુઃખ જન્મ મરણના જાય સામાં ડગલાં ભરતાંરે
એવો આનંદ રૂપી અખંડ અંતર જામીરે
વહાલો પ્રેમ તણે વશ થાય, પ્રીતમજીના સ્વામીરે ધન્ય ૪



ભજન ૯૭

સમજે તો સમજાવું મનડા મારારે
ના સમજે તો મારે શું ભોગ તારારે સમજે તો ટેક
વાટ જુએ છે તારી વનની કાઠીરે
નહી છોડે તને નાંણાંની વિલાસીરે સમજે તો ૨
તોએ તું તો મગરૂબીમાં માલેરે
એકનું મંડાવેને બીજાનું ઘર ઘાલેરે સમજે તો ૩
ડાપણમાં ને ડાપણમાં બધું ખોયું રે
પાછું વળીને શું થાશે ના જોયું રે સમજે તો ૪
તું જાણે છે સુખી કરૂં સુત દારારે

રામ કૃષ્ણ ગોવીંદ ભજોને ભાઈ
ગોવિંદ ભજોને ભાઇ તમે ગોવિંદ ભજોને ભાઈરે
રામકૃષ્ણ ટેક

જઠરા અગ્નિમાં શું કહેતો તું તો
ભજન ચુકીશ નહી બહાર કાઢોતે
તે તો ભુલી ગયો સહુ વાતોરે રામકૃષ્ણ ૨
બહાર કાઢયો વચન જ્યારે લીધું
દંત નહોતાને પયપાન દીધું
મુરખા આવી સાધન શું તેં કીધુ રે રામકૃષ્ણ ૩
તું તો આવ્યો હતો લાભને લેવા
બેઠો ગાંઠની મુડી તું ખોવા
પાસે કોડી નથી એક જોવારે રામકૃષ્ણ ૪
મુરખા કરે છે મારૂં મારૂં
બેઠો કરવા ધોળાપર કાળું
અંતે લેવડાવીશ ધોકોને ધાડુંરે રામકૃષ્ણ ૫
તુંતો આવ્યો હતો બાંધી મુઠી
ભજન વિનાતો ખરચી ખુટી
અવસર આવ્યોને દોરી તારી તુટી રામકૃષ્ણ ૬
સંસાર રૂપી તે સાગર ભરીયો
માયારૂપી મેહ્યો મહાદરીયો

આવી પહોંચશે કાળી ડગલી વાળારે   સમજે તો ૫
સગાં સંબંધી ટગ ટગ જોયાં કરશેરે
ચોટલી ઝાલીને જસાડતો ઘસડશેરે   સમજે તો ૬
દીન પર દીન જાય છે ને વહાશે વહાણુંરે
કયા જાશો પછી ઓચીંતું આવશે આણુંરે સમજે તો ૭
માટે મારા હરીજન વિચારો વાતરે
મમતા મુકી સમરો શ્રી ભગવાનરે   સમજે તો ૮

ભજન ૯૮



રૂડી શરદ પુનમની રાતરે, સુંદરી વેણુ વાગે વેણુવાગે
મારો વાલોજી રમાડે રાસરે સુંદીર વેણુવાગે વેણુવાગે   ટેક
વહાલે ધરીઓ છે નટવર વેશરે   સુંદીરવેણુ
એના ઘુઘરીઆળા કેશરે   સુંદીરવેણુ
પાયે ઝાંઝરનો ઝણકારરે   સુંદીરવેણુ
વાગે મૃદંગને થાય થેઈ કારારે   સુંદીરવેણુ
ગોપી અતિ ઉતાવળાં આવેરે   સુંદીરવેણુ
મોતી મુકતા ફુળે વધાવેરે   સુંદીરવેણુ
ગોપી ભુલ્યાં છે દેહનું ભાનરે   સુંદીરવેણુ
એવું વલ્લભ પ્રભુજી કરે ગાનરે   સુંદીરવેણુ

ભજન ૯૯

( જાગ જીવડા પ્રભુને મળવા જાઉં ) એ રાગ

તેમાં પ્રભુ તારે તે તો તરીઓરે રામકૃષ્ણ ૭
બાળપણું તો એળે ગુમાવ્યું ભરજુવાનીમાં નવ જોયું
મુરખા દારૂણી મન તારૂં શું મોહ્યુંરે રામકૃષ્ણ ૮
હું તો કર જોડીને કહું છું સદા મોક્ષ મહીં મા રહું છું
રામ કહે છે પ્રભુનો કહેવાઉંછુરે રામકૃષ્ણ ૯



ભજન ૧૦૦ રાગ ઉપર મુજબ.

હાય હાયરે ભજન વેળા વહીજાય છે
(રામ રામરે ભજ વેળા વહી જાય છે)
ભજન વેળા વહી જાય મુરખ પાછળથી પસ્તાયરે
હાય હાયરે ટેક

નથી જાણતો તું આયુષ્ય તહારૂં
સારૂં માઠું છે કયારે થનારૂં
તોયે મિથ્યા કર છે મારૂં મારૂંરે હાય હાયરે ૨
તન તારૂં નથી જો વિચારી
ધન જોબન ઘરની નારી
અંતે લાગે સહુ દુઃખ કારીરે હાય હાયરે ૩
શીર ઉપર કાળ ફેરા ફરતો
તેની બીક અતર નથી ધરતો
પલક એકમાં કોળીઓ કરતોરે હાય હાયરે ૪
આખી ઉમર એળે ખોઈ

મુરખ બેઠો માયામા મોહી
હવે પેશી જા સતસંગ જોઇ          હાય હાયરે ૫
ભલા ડાહ્યો તો આજથી થજે
સતસગ હોય ત્યાં નિત્ય જાજે
મન મેલ કપવાને કાજે          હાય હાયરે ૬
ઘેલા માયથી અળગો રહેજે
તુંહી તુંહી મુખેથી કહેજે
શીખ નરોતમ ઉર લેજેરે          હાય હાયરે ૭



## ભજન ૧૦૧

રામ રામ રટોને જગમાં જે ડાહ્યાને શાણા
રામ વિનાના કામ કરીને શીદ વણસાડો દહાડા રામેરામ ટેક
રામ રસાયણ મીઠો મેવો સકળ શાસ્ત્રનો સાર
ઉંચ નીચનો ભેદ નહીને રામ રટેથી પાર          રામેરામ ૨
પાઠ પુંજા યોગ યજ્ઞને નામ સમાન ન આવે રામ
હરતે ફરતે સુતે બેઠે જો ઉભરાણા આવે          રામેરામ ૩
યાજ્ઞવલ્કે કહ્યું ભારદ્વાજને શીવ પારવતી નારી રામ
કાગ ભુષંડે કહ્યું ગરૂડને નિરભય નામ બલીહારી

ભજન ૧૦૨

હાટડીએ કેમ બેસાશે ભાઇ તને રામની રજા થઇ
રામની રજા થઇ કાચો કાયાનુ સુઝે નહી કાંઇ હાટડીએ ટેક
બેસવા માટે હાટડીમા કીધી ખુબ કીધી ચતુરાઇ
હુકમ આવે ત્યારે હાલવું પડશે હાટડી સુની રહી
નવગ્રહો જેણે ઢોલીએ બાંધ્યા ને જરા મરણ નહિ
દશ મુસ્તકને વીસભુજા એવો રાવણ રહ્યો નહી હાટડીએ ૩
ઉચાં મંદીરને અજબ ઝરૂખાં તે પણ રહેશે નહી
છત્રપતિતો ચાલતા થયા જેની ધુળમા સોડો થઇ હાટ૦ ૪
ધર્મના કામમા ઢીલ કરે છે ને સ્વાર્થે જાય તણાઇ
કહે ચુનીલાલ રામ ભજી લ્યો તો હાટડી સફળ થઇ
હાટડીએ૦ ૫



ભજન ૧૦૩ નહીરે ટકેરે તનડું એ રાગ

કીધી મુને ઘેલીરે ઓધા કીધી મુને ઘેલીરે
કાનુડે કામણગારે કીધી મુને ઘેલી—ટેક
સાંધુડાંની સંગે રહીને ભાંગ પીધી લીલીરે ઓધા
પાંથીને ઠેકાણે મેંતો ચોઢી દીધી ટીલીરેકાનુડે કામણગારે
કીધી મુને ૨
જળરે જમુનાંનો હુંતો પાણીડાંરે ગઇતી ઓધા
જમુનાંમાં મોરલી વહાલે ઘેરી ઘેરી લીધીરે કાનુડે કીધી ૩

ઘરકેરા ધંધો ભુલી ભોજનીયાં ન ભાવેરે ઓધા
નયણે મારે નીર ઝરે અષાડની હેલીરે કાનુડે કીધી ૪
મુખડાની માયા લાગી અવર ન મેલરે ઓધા
મળજો મીરાનો સ્વામી રંગ જાય રેલીરે કાનુડે કીધી ૫

---

ભજન ૧૦૮

અવસર આવ્યો છે રે અભાગીયા
સમજીને શાણા હતા તે તો જાગીયા
હરી રસ હેતે પીવાને લાગીઆ
ભવનાં બંધન તેનાં ભાગીયાં અવસર—ટેક

માયા મદીરાના કેફમાંરે લોલ
તારો જીવડો ઝોલાં ખાય જો અવસર ૨

મળ્યો મનુષ્ય દેહ મોઘો મણીરે લોલ
અલ્યા શેના હરી ગુણ ગાય જો અવસર ૩

જ્યારે દર્શન થાશે તે યમરાજનાંરે લોલ
તારી થરથર કંપશે કાય જો અવસર ૪

જયારે પાંનાં નીકળશે તારા પાપનાં રે લોલ
અલ્યા ભડકે બળશે હાડ જો અવસર ૫

શ્રી દ્વારકેશ લાલ એવું કહેરે લોલ
તારી સોમા નવાંણુંની ભૂલ જો અવસર ૬

## ભજન ૧૦૫

પુરણ ભાગ્ય જાકો શીયારામ રામ ગાવે
રામ રામ ગાવે સીતારામ રામ ગાવે પુરણ—ટેક

અડસઠ તીરથ ચારે ધામ ગંગાજીમા નહાવે
યોગને સમાધી રામ નામ તુલ્ય ન આવે પુરણ૦ ૨
જાગ જગન હોમ યત્ર લક્ષ પુજા કરાવે
તેથી નામ મહીમા મોટો નીગમ નેતી ગાવે પુરણ ૩
કામ ક્રોધ લોભ તજી રામજીકુ ગાવે
ધર્મ, અર્થ મોક્ષ કામ મુકિત પદ પાવે પુરણ ૪
આઠ જામ શુમર રામ શ્વાસોશ્વસ ગાવે
કહે પ્રીતમ કાગમટી હંસ તોલે આવે પુરણ ૫

---

## ભજન ૧૦૬

રૂડા રગીલા રણછોડજીરે લોલ
તુને દીઠે ઠરે મારા નેણ જો વહાલા લાગો મો મજ
લાડીલા—ટેક

હરિનું મુખડું તે કમળ સરીખડુંરે લોલ
તેનાં મીઠાં મધુરા વેણ જો વહાલા લાગો છો—૨
મોર મુગટ શોહામણારે લોલ
કુંડળ ઝળકે છે કાન જો વહાલા લાગો ૩

ભાલે તીલક કેશર તણુંરે લોલ
તેના ખીટલીઅળા કેશજો — વહાલા ૪
કઠી તે કંઠી તુલસી તણીરે લોલ
માંહી ગજ મુકતાનો હારજો — વહાલા ૫
બાહે બાજુબંધ બેરખારે લોલ
માંહી કંકણનો ઝણકારજો — વહાલા ૬
કેડે પીતાંબર કસકસેરે લોલ
પાયે ઝાંઝરનો ઝણકારજો — વહાલા ૭
સહસ્ત્ર અઠ્ઠાસી સેવા કરેરે લોલ
સુર તેત્રીસ લાગે પાયજો — વહાલા ૮
બ્રહ્માદીક સેવા કરેરે લોલ
એતો હીઠા ઠાકોરની માહજો — વહાલા ૯
કૃષ્ણને કંઠ કેરૂં ઝુમણુંરે લોલ
હરિ હૈયાના તમે હારજો — વહાલા ૧૦



ભજન ૧૦૭

એવા અપાધી કોણ છે રે જેને ભજન ન ભાવે — ટેક
ભકિત મૂકીને ભુતળ ભાર વહે છે
જેમ ગધા ઉપર ગુણ છે રે જેને ભજન — એવો ૨
મારૂં મારૂં કરતોને મમતામાં ફરતો
મરવું તે નીરધાર છે રે જેને ભજન — એવો ૩

આવા હરી જોઇ જેનાં હઇડાં ન હરખ્યાં
તેના ઉજડ આઠે પહોર છે રે જેને ભજન એવો ૪
આવા હરિ જોઇ જેણે નયણે ન નિરખ્યા
તેના લોચનમાં રાઇ ને લુણ છે રે જેને ભજન એવો ૫
પ્રીતમ પ્રભુનું ભજન કરી લ્યો
મરવુ તે નીરધાર છે રે જેને ભજન એવો ૬

ભજન ૧૦૮

આવાને મારા રઢીઆળા રણછોડરે
વહાલા તમારી જુગમા ના મળે જોડરે આવાને ટેક
પીળાં પીતાંબર શોભે નંદના લાલારે
મેં બલીહારી જાવુ શ્રી વ્રજના વહાલારે આવોન ૨
મોર મુગટ ને મુખપર મોરલી ધરીરે
ખમાહો વહાલા ગોકુળના ગીરધારીરે આવોને ૩
હાથે કંકણ બાંહે બાજુબંધરે
નીરખે તેના નયણાં થાય પ્રસન્નરે આવાને ૪
ફુલના ગજરા ફુલણીઆરા તોરારે
કેડે શોભે સોનાના કંદોરારે આગોને ૫
ત્રીકમ તમારા તેજ તણો નહીં પારરે
માણેક મોતીને હીરલે જડયા હારરે આવાને ૬
ફુલ ગુલાબી ને ફુલે ભરાવુ ફુલવાડીરે
[illegible] આવાંને ૭

ભજન ૧૦૯

હરી વસે હરીના જનમા
તમે શું કરશો જઇ વનમારે હરિ વસે ટેક
ભેખ ધરીને તમે શીદ ભટકો છો
પ્રભુ નથી કોઇ અરણ્યમારે હરિ વસે ૨
કાશી નાવો તમે ગંગાજી નહાવો
પ્રભુ નથી પાણી પવનમાંરે હરિ વસે ૩
જાગ કરાવો તમે યજ્ઞ કરાવો
પ્રભુ નથી હોમ હવનમાંરે હરિ વસે ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
હરિ વસે હરિના જનમાંરે હરિ વસે ૫



ભજન ૧૧૦

(દામોદર દુઃખડાં કાપોરે–એ રાગ)

માયામા મનડું મોહ્યુંરે પામર પ્રાણી
પ્રભુ સંગે ચીત નવ પ્રોયુંરે પામર પ્રાણી માયામાં ટેક
જીવલડા ઉંધે મસ્તકે દશ માસ ઝુલ્યો
તે દહાડા કેમ તુ ભૂલ્યોરે પામર પ્રાણી માયામા ૨
જોને લ્યા તું તો બળતો હતો જઠરાની ઝાળે
ઉગાર્યો દીનદયાળેરે પામર પ્રાણી માયામા ૩
કરડતા તારી કાયામાં કરમીયા કીડા

પસ્તાતો પામી પીડારે પામર પ્રાણી                    માયામાં ૪
ખાટુંને ખારૂં નીખું જનેતા તહારી ખાની
તે થકી બળતરા થાતીરે પામર પ્રાણી                    માયામાં ૫
ગોજારા તેં તો મળને મુત્રમાં ખાધાં ગોથાં
પુછાવી જોને પોથાંરે પામર પ્રાણી                    માયામાં ૬
મુંઝાતો મુરખ તું તો આડા ચામડાની માંહી
ત્રીકમજી બેલી તાહારે પામર પ્રાણી                    માયામાં ૭
સંભાર્યા સાતે મહીને રૂપીરાજ કેરા સ્વામી
અલબેલો અંતરજામીરે પામર પ્રાણી                    માયામાં ૮



ભજન ૧૧૧

તને મળ્યો મનુષ્ય અવતાર માંડ કરીનેરે
ભાવે ભજી લેને ભગવાન હેત કરીનેરે
નહીંતો ખાશો જમનો માર પેટ ભરીનેરે
માટે રામ નામ સંભાળ                    ટેક

ગઇ પળ પાછી ફેર ન આવે, મુરખ મૂઢ વીચાર
ભવસાગરની ભુલવણીમા વીતી ગયા જુગ ચાર
ફેરા ફરીનેરે                    તને મળ્યો ૩

કળીયુગ કુડા રંગે રૂડો તેને કહેતાં ન આવે પાર
જપ, તપ, સાધન કશું બને નહીં એક રામ નામ આધાર
કૃષ્ણ જપીલેરે                    તને મળ્યો ૪

સંસાર સાગર જળથી ભરીયો એક રામનામ કો જહાજ
ગંગારામકો જ્ઞાન બતાયો. રામદાસ મહારાજ
દયા કરીનેરે                                    તને મળ્યો ૫

———○———

### ભજન ૧૧૨

(રાગ ઝંઝાટી ઠુમરી તાલ)

ભજન વિના ભવજળ કૌન તરે
કૌન તરે હેરી કૌન તરે                    ભજન વિના ટેક
કામ ક્રોધ મદ ગ્રાહ બસત હૈં
મારગમેં પકડે                                ભજન ૨
કુચ, કંચન દોનું ઘેર પડત હૈ
સબ જગ ડુબ મરે                            ભજન ૩
યજ્ઞ દાન તપ નિર્બળ નૌકા
સબ જગ ડુબ મરે                            ભજન ૪
બ્રહ્માનંદ કરો હરિ સુમરણ
સબ દુઃખ દુર ટળે                           ભજન ૫

———○———

### ભજન ૧૧૩

(રાગ ઉપર મુજબ)

મેરો કૃષ્ણ મુજે દીખલાદોરે
કોઇ આજકે આજ મીલાદોરે                મેરો કૃષ્ણ ટેક

મેં વીરહણુ નીત્ય રહું દાસી
પીયા મીલનકી જાન પીયાસી
પ્રેમકા નીર પીલાદોરે મેરો ૨
વર્ષા બિન ચાતક દુઃખ પાવે
નીર વિના માછલી તરસાવે
હાલ મેરા બતલાદોરે મેરો ૩
મેં ગુણહીન કપટ છલ ભરીયા
કેસે મુજપર હોય નજરીયા
દીલપર દયા દીલાદોરે મેરો ૪
ચરણ કમળકી દાસી તેરી
બ્રહ્માનંદ અરજ સુન મેરી
સુખકી સેજ સુલાદોરે મેરો ૫

---

## ભજન ૧૧૪

ધન્ય એકાદશી એકાદશી કરીએ તો વૈકુંઠ પામીએ ટેક
મારે એકાદશીનુ વ્રત કરવું છે
મારે ધ્યાન હરીનુ ધરવું છે
મારે વૈકુંઠમા જઇ ફરવુ છે ધન્ય એકાદશી ૨
મારે એકાદશીનું વ્રત સારૂં છે
એતો પ્રાણ જીવનને પ્યારૂં છે
મને વૈકુંઠ લઇ જનારૂ છે ધન્ય ૩

મારે ગંગાઘાટે જાવું છે
મારે જળ જમુનામાં નહાવું છે
મારે ભવસાગર તરી જાવું છે ધન્ય ૪
જેણે એકાદશીનાં વ્રત કીધા છે
તેણે પાંચ પદારથ સાધ્યાં છે
તેને પ્રભુએ પોતાના કરી લીધા છે ધન્ય ૫
જે કોઈ બાર માસ કરે એકાદશી
તેના અનરમાં વસે અવિનાશી
તેનો જન્મ મરણનો ફેરો જાય નાશી ધન્ય ૬
અમરીષે એ વ્રત કીધા છે
દંડ દુર્વાસાએ કીધાં છે
રસ પ્રીતમ પ્રભુએ લીધો છે ધન્ય ૭

---

ભજન ૧૧૫
(રાગ ઉપર મુજબ)

ઓ રઘુવરજી રાતદિવસ મુને રહેજો રટણ તમારૂં
હું તો એ માગુ જગત તણું સુખ લાગે મુજને ખારૂં ટેક
તમે પતીત પાવન છો સ્વામી
હું તો કુડ લંપટ છું પાપી
તમે જાણો છો અંતરયામી ઓ રઘુવરજી ૨
નથી જપ. તપ સાધન કાંઈ કર્યાં

નથી હરી સંગાથે હેત કર્યાં
મન મારૂં રેંટ જેવુ ફરતું રે ઓ રઘુવરજી ૩
મને માયા કલંક લાગ્યું પુઠે
મન ઘેરીને તો એ લુંટે
પ્રભુ છોડાવે તો તે છુટે ઓ રઘુવરજી ૪
તમે ભકતો કેરા મુગટમણી
જરા દૃષ્ટિ કરો મુજ રંક ભણી
તમે દર્શન દ્યો તુજ દાસ ગણી ઓ રઘુવરજી ૫
પ્રભુ આ અવસરમા કર ઝાલો
છું મુરખને પોતા ડાહ્યો
દાસ આશારામ કહે ચોરાસી ટાળોરે ઓ રઘુવરજી ૬

ભજન ૧૧૬

કાંઈ કરને વિચાર આવ્યો કયાંથી ને જીવડા તહારે કયાં જા વુ
તહારૂ તુજ તપાસ શું લાવ્યો ને સાથે શું લઇ જાવું
કાંઇ—ટેક
માયા દીસે છે મોહનની નારી
તેને મુરખ માને તું તહારી
તન તુટે ફજેતી છે તહારી કાંઇ, ૨
પ્રાણી પંચ વિષય તુજને ભાવે
વળી જગત પદારથ જે કહાવે
તે અંતે ભેળાં નહી આવે રે કાંઇ ૩

ધન નારી વિશે મનડું જાએ
તે સ્વારથીઆં સઘળા કહ વે
તે અંતે સાથે નહી અવે રે                    કાઇ કરને ૪
કેટી જનમ લગી ધરી તેં કાયા
તો એ છુટી નહી જગની માયા
વળી વહેમ વિશે વેગે વામ્યા                    કાંઇ કરને ૫
દીસે મૃગજળ તૃષ્ણા બહુ ભારી
વપું પીવાનું તે નહી વરી
કહો ગણપત ભજને ગીરધારી                    કાંઇ કરને ૬

ભજન ૧૧૭

નમ નરાયણનુંરે લેતાં ડરશોમા
તમે કરતાં હોતો રે ફરીને કોઇ લેશોમા નામ નારાયણનુ ટેક
સંસારી કહે છેરે ભગતડાં ભુડાં છે
તેને ભુંડાં ન જાણશોરે ભક્તિનાં મુળ ઉડાં છે                    નામ ૨
સંસારી કહે છેરે ભગતડાં કાલાં છે
તેને કાલાં ન જાણશોરે પ્રભુને બહુ પ્યારાં છે                    નામ ૩
સંસારી કહે છે રે ભગતડાં ઘેલાં છે
તેને ઘેલાં ન જાણશોરે પ્રભુને મન પહેલાં છે                    નામ ૪

અમુલ્ય માળામાં નાણા નથી નાંખવા
એતો બાનું બતાવે સુંદીર સ્યામનુંરે કેમ કાઢી ૨
મળી માળા મને સતસંગ ધામથી
નથી એ કંઇ દોઢ દામની કેમ કાઢી ૩
મનડાની માળા એતો અંતરમા નાંખવી
નથી બહાર દેખાડયા કામની કેમ કાઢી ૪
એરે માળાએ કંઇક નર તારીયા
એ છે મોક્ષ ધામની કેમ કાઢી ૫
માળા દેખીને યમ કીંકર નાસે
એનો છે અંતસમે કામની કેમ કાડી ૬
ગુરૂ પરતાપે જયરામ બોલીયા
એતો છે અમુલ્ય મુલની કેમ કાઢી ૭



ભજન ૧૨૪

હરિનો મારગ છે શુરાનો નહી કાયરનું કામ જોને
પરથમ પહેલુ મુસ્તક મુકી વળતી લેવું નામ જોને હરિનો-ટેક
સુત વિતદાર શીશ સમર્પે તે પામે રસ પીવા જોને
સીંધુ મધ્યે મોતી લેવા મહીં પડયા મરજીવા જોને
હરી નો ૨

મરણ આગળ ભરેતે મુકી દિલની દુગધા વામે જોને
તીરે ઉભા જુએ તમાસા તે કે,ડી નવ પામે જોને હરિનો ૩
પ્રેમ પંથ પાવકની જવાળા ભાળી પાછા ભાગે જોને
માંહી પડયાં તે મહા સુખ માણે દેખનારા દાઝે જોને હરિનો ૪
માથા સાટે મોંઘી વસ્તુ સાપડવી નહી સેલ જોને
મહાપદ પામ્યા તે મરજીવા મુકી મનનો મેલ જોને હરિનો ૫
રામ અમલમા રાતા માતા પુરા પ્રેમી પરખે જોને
પ્રીતમના સ્વામીની લીલા તે રજનીદીન નીરખે જોને હરિનો ૬



ભજન ૧૨૫

હાથ ચક્ર, ત્રીશુળ બિરાજે, અલેક જગાવું તેરી નગરીમેં
શ્રી કૃષ્ણકા દરશન કારણ આયે સદાશિવ ગોકુલમેં
મંદીર બેઠા જસોદા મૈયા, અવાજ સુણી આવ્યાં કાનનમેં
થાળ ભરી કંચનકો લાવ્યાં, લીઓ જોગેશ્વર જોળીમેં

કુંડળ પહીયા પણ પડવા કાજે કહોને ૪
તીરથ તરૂં છું હરિ તમ માટે
સદગુરૂ સેવું છું મહાર શ્રીજ સાટે કહેને ૫
ગોપાળ કૃષ્ણ પ્રભુ ગુણવંતા
અમને તારી લેજો બળવંતા કહોને ૬
વિશ્વનાથ કહે છે કરજોડી
જનમો જનમ છાજો આ જોડી કહોને ૭

ભજન ૧૨૧

ભજોમન રાધેકૃષ્ણ હરી એ રાગ

મન તું રાધાકૃષ્ણ બોલ તેરેકું કયા લગેગા મુલ—ટેક
કડી તોડ જગતમેં આયા માયાંસેં બહોત લપટાયા
એ માયાહે જગ ઠગણી એઠગણીકા સંગછોડ તેરેકું કયા
મન તું ૨
દશ પાંચ કોસ નહી ચલતે તેરે હાથપાંવ નહી હીલતે
તેરા દીલકી ગુંડી ખોલ તેરેકું કયા ૩
મન તો રંગીલા ઘોડા ઘોડેકું પાંચ બજેરા
તું કહેતા હે મેરા મેરા એ કાયામાં કયા હે તેરા
ઘોડેકી વાગ મરોડ તેરેકું કયા મન તું ૪
મન તું ગોવિંદ ગોવિંદ ગાવે તો તો ફેર જનમ નહી આવે
એમ કહે છે દાસ કબીરા તું ભવ સાગરકુ છોડ તેરેકું
કયા મન તું ૫

ભજન ૧૨૨ ધન એકાદશી એ રાગ

ઓ જશોદજી અમે લડકવાયો લલ નવ કીજીએ
ચાલો ઘર સુધી સુતનાં લાડ દેખાડી તમને દીજીએ
ઓ જશોદાજી—ટેક

વહાલે કંઈક કામણ કીધું મંદીરમાં
એગ માખણ પેંડા લીધા કરમાં
એણે માંકડાને ધાર્યાં ઘરમાં ઓ જસોદાજી ૨
વહાલો તાડ શોધી કહાડે
હોય ઉચાં પણ હેઠે પાડે
એતો ખાય ખવડાવે ને ઢોળાવે ઓ જશોદાજી ૩
વહાલો સુતા બાળક ઉઠાડે
મારાં બાંધ્યાં વાછરડા છોડે
દધી માખણને દુરથી ઢોળે ઓ જશોદાજી ૪
દયા પ્રીતમના સ્વામી રસીયા
દધી ગોરસ પર આવે ધસીયા
ધન્ય ભાગ્ય અમારાં વ્રજમાં વસીયાં ઓ જશોદાજી ૫

ભજન ૧૨૩ કેમ નાખીદેરાય રૂપ ટે લસડી એ રાગ

કેમ કાઢી નંખાય પહેના માળા રે મનામના
એતો જાણજો વૈકુંઠ ધમના કેમ કાઢી—ટેક

### ભજન ૧૧૮

---

ભક્તિ મહા બળવંતીરે વહાલો વશ થઇ આવે ઘેર
વશ થઇ આવે ઘેર છબીલો વશ થઇ આવે ઘેરે
ભક્તિ—ટેક

ભક્તિને વશ થઇને વહલો વસાયા ગોકુળ ગામ
આ હીરડાને લાડ લડાવ્યાં એવા સુંદીર શ્યામ ભક્તિ ૨
વેદ પુરાણ પોકારે હરિનુ પતિત પાવન નામ
એ પાંડવની સાથે રહીને સઘળાં કીધાં કામ ભક્તિ ૩
અંબરીષને હેતે અવતરીયા ભકતન કેરે ઘેર
રઘુનાથ કે પામ્યા કેરી એ પુરવની પેર ભક્તિ ૪



### ભજન ૧૧૯

જોને બેની જાય જદુપતી
હરિને દયા રતી નથી આવતી—ટેક
રથ જોડીને અક્રુર આવીઆ
કૃષ્ણ બળદેવને રૂદીએ ભાવ્યા જોને બેની ૨
રાધાજી લલીતને કહે છે
નયણે ચોધારાં નીર વહે છે જોને બેની ૩

હરિ જાશો તો નહીં જાવા દઉ
આપણે રથ રોકીને ઉભાં રહીશું  જોને એની ૪
પરથમ આવું નહોતી જાણતી
નહી તો પ્રીત કરૂં ના હું રતી  જોને એની ૫
જે કોઇ પરદેશીની પ્રીત કરશે
પાછળ પરતાઇને મરવું પડશે  જોને એની ૬
ચીત ચોંટે નહીં ઘર કામમાં
એની મહારૂં મન મોહ્યું ધન શ્યામમાં  જોને એની ૭
ગોકુળીઆમા સૌ ઘેલી કહે છે
ચિત મહારૂ હરિ ચરણે ચોંટી રહે છે  જોને એની ૮
સૌ ગોપીમાં રાધા વહાલી
ગુણ ગાય માધવદાસ જાય બલીહારી  જોને એની ૯

———o———

ભજન ૧૨૦ રાગ ઉપર મુજબ

કહોને વહાલા અમે કયા જઇએ
ઘરનાકે ઘાટનાં અમે ના રહીએ  કહોને વહાલા—ટેક
પંચાયન દેવોને પુજય ગણી
મેતો ધાર્યા તમને ધારધણી  કહોને ૨
સત્ય સ્વરૂપ ના દીસો નજરે
હારૂં નહી હરી મહારા રહો હઇએ  કહોને ૩
મરમન જાણે દુરીજન દાઝે

ચાર ખુંટકા સોના ને રૂપા, ભર્યા હે માઈ મેરી ઝોલીમેં
શીવજી કહે માઈ અમ નહિ લેવે લે જાઓ અપને ઘરમેં
અમ જોગેશ્વર વનકા વાસી આયે દરશન કારણકું
તેરા બાલકકા દરશન કરકે ફેર જાવું મેરે વનકું
તુમેરા સ્વરૂપ હે કાળા પીળા સુરજ જેસી બાદલકી
મેરા બાલકના કલકા જન્મ્યા નજર લગેરી કોઇ સખીયનકી
ચાહા સુરજ નવલખ તારા ભજન કરે તેરા બાલકકા
એ બાલક તો સબકું ડરાવે એ બાલક નહી ડરનેકા
મનમેં સમજી ચલી જશોદા લઈ આવ્યા શ્રીકૃષ્ણકું
દોનું નજર જયાં હુઈ એકત્યાં શીશ નમાયા શંકરકું
ચરણ ધોઇ ચરણાંમૃત લીધાં શીંગી નાદ બજાયા હે
ચૌદ ભુવનકા નાથ શ્રી કૃષ્ણજી સફળ જનમ માઇ તેરા

ભજન ૧૨૯

વહાલા તમારૂ મુખડું કાંઈ ટાળશે મહારા દુઃખ દર્શન આપોને
જયજય શ્રીગોપાળ લાલજી મહારી ભાગો વીજોગની ભુખ
દર્શન આપોને
ઘડી ના ગોઠે નાથજી હું દેખું સુનું સર્વ દર્શન આપો
આપ કૃપાએ શ્રીહરી મને મળીયું પુરણપર્વ દર્શન આપો
જયાં જોઉં ત્યા આપની હું પુરણ દેખું પ્રીત દર્શન આપો
કેડો નથી મુકતા પ્રીત કરીને એવી રસીયા આપની રીત
દર્શન આપો

વાગે ભણકારા આપના જયાં જોઉ ત્યાં મહારાજ દર્શન આપો,
તામારા માટે ત્રીકમજી મેં મેલી છે લોકની લાજ દર્શન
ગૌ લોકમાં ને ઘરમાં હું નીરખું વૃજના નાથ દર્શન
ખડકીએ જોઉ ત્યાં અડકીને ઉભા શેરીએ સામા શ્યામ દર્શન
બારીએ જોઉ ત્યાં બેઠેલા પ્રભુ સુતા દેખુ સેજ દર્શન
જમવા બેશું તો મહારી જોડમાં પ્રભુ નીરખું એના એજ દર્શન
અંત સમે ને હાલમાં મને ના વિસારશો નાથ દર્શન
ત્યારે તો જાણું આપનો મુજપર સાચો વહાલ દર્શન
ગૌલોક વાસીને ગોકુળ પતી, મને ઉપજાવો આનંદ દર્શન
મથુરાંપતી વ્રજ લાડીલા, તમે શ્રીવૃંદાવન ચંદ્ર દર્શન
શ્રી ગોપાળ લાલજીને ઘણી ખમા તમે ગાયોના ગોવાળ દર્શન
દાસ વીસો કહે હું ગાઉછું. તમે ભકતો તણા પ્રતીપાળ દર્શન

—૦—૦—

ભજન ૧૨૯ ભુતળ ભકિત પદારથ મોટું એ રાગ

નંદ કુંવર તારૂં નામ સાંભળી આશા ભર્યા અમે આવ્યાં–ટેક
વેણ વગાડી વહાલે વનમાં ઘેર્યા
શા અર્થે બોલાવ્યાં નંદ કુંવર ૨
ગૌ દોહંતાં દોણી ભૂલ્યાં
વાછરડાં ધવરાંવ્યાં નંદ કુંવર ૩
વાગંતાં વલોણાં મેલ્યાં
છાછરમાં પીતાવ્યાં નંદ કુંવર ૪

રસોઇ કરતા શુધ બુધ ભુલ્યાં
મોદક મરચાં ભેડયાં નંદ કુંવર ૫
મહીએરની મરીયાદા મેલી
સાસરીયા સમજાવ્યાં નંદ કુંવર ૬
રણછોડના સ્વામી શાંમળીઆ
ભવસાગરથી તાર્યા નંદ કુંવર ૭



## ભજન ૧૨૭

જુગદીશ જપને જુગદીશ જપને, તહારે મરણ ભમે છે માંથે—ટેક
સંસારની તને શું મત સુઝી, મરણવેળા તું જઈશ ધ્રુજી
કરીલે પ્રભુ નામની પુંજી આવશે ખપરે આવશે ખપરે તારે
જુગદીશ ૨
રોજ રમતા જમને રહે છે. ઝેર કરી પરને દુઃખ દે છે
કાલ સંસારનુ સુખ લેછે પુરવનુ તપરે પુરવનુ તપરે તારે
જુગદીશ૦ ૩
ઘેલા જીવ શુ ગોથા ખાએ ખાડામાં તુ શું અથડાયે
તારા પુત્રને નારી જાણજે તું લપરે જાણજે તું લપરે તારે
જુગદીશ૦ ૪
કરે કરટથી તું નિત્યચોરી ઘેલા જીવ શું ઉંઘે અઘોરી
તારી આયુષ્યની દોરી તુટશે ટપરે તુટશે ટપરે તારે જુગદીશ ૫
કાયા કોટડું જાણો કાચું વશભગામનું કહેવું સાચું

જમ ભાગી ન ખશે ડાચું નથીં કાંઈ ગપરે નથી કાંઇ ગપરે
તારે જુગદીશ૦ ૬

## ભજન ૧૨૮ રાગ ઉપર મુજ

સંતોષ ધરલે સંતોષ ધરલે ધારેલુ ધણીનું થાશે–ટેક
શા સારૂં તું ફાંફાં મારે આલાવું આલાવું ધારે
મળશે પ્રભુ આપશે ત્યારે ભકિત કરલે ભકિત કરલે ધારેલુ
સંતોષ૦ ૨

પ્રભુ આપે તે ખાતું પોઢી શાને માટે મરે છે દોડી
તને નહીં મળે એકે કોડી ચહાય ત્યાં ફરરે ચહાય ત્યા ફરરે
ધારેલું સતોષ ૩

નવે ખંડની ધરાજો જાતે કર વેપાર ખેતી તું ખાતે
ધંધો કર દિવસને રાતે ટીચાઇ મરરે ટીચાઇ મરરે ધારેલું
સતોષ૦ ૪

વલભરામની ટેવ કહેવાની કરે દાનત તુ હરામ લેવાની
પણ ખરે બરકત રહેવાની ચહાય તે કરરે ચહાય તે કરરે
ધારેલું સંતોષ૦ ૫

ભજન ૧૨૯ ધીરો ધીરો ચાલેરે રૂડો મહારો એ રાગ
મનુષ્યદેહનુ ટાણુરે હરીભજવાનુ ટાણુંરે વાલીડા તમને નહીં મળેરેજી

મનખો તહારો નહીં આવે વારંવાર ⎫
મનખો તરો જાય એળેરે ગમાર ⎭ મનુષ્યા–ટેક

વાગોળ થઇ અવતરશોરે (૨) ઉંધે મુસ્તક ઝુલશોરેજી

મુરખ ખાશો ગોફણો કેરા માર
ગોફણોના ગોળારે (૨) વાલીડા તમને વાગશેરે  મનુષ્યા ૨
બળદ થઈ અવતરશોરે (૨) આડા ચીલા કાપશોરેજી
મુરખ મારે પરૂણાકેરા માર (૨ પરૂણાની આરોરે વાલીડા
મનુષ્યા૦ ૩
ગધેડા થઇ આવશોરે (૨) શેરીએ શેરીએ ભુંકશોરેજી
મુરખ ખાશો ડફણા કેરા માર (૨) ડફણાના મારરે વાલીડા
મનુષ્યા૦ ૪
કુતરા થઈ અવતરશોરે (૨) શેરીએ શેરીએ ભટકશોજીરે
મુરખ મારે લાકડીઓ કેરા માર (૨) લાકડીઓના મારરે
વાલીડા૦ મનુષ્યા૦ ૫
ઉંટ થઈ અવતરશોરે (૨) ઝાઝા બોજા લાધશોરેજી
ખાશો તમે કાંટાકંટારીનાંપાન (૨) કાંટાને કંટારીરે વાલીડા
મનુષ્યા૦ ૬
ગુરૂજી પરતાપેરે (૨) જેઠરામ બોલીયારેજી
સરવે સંતોને અમરાપુરીમા હોજો વાસ  મનુષ્યા૦ ૭

ભજન ૧૩૦ રાગ ઉપર મુજબ

સંતોની સંગતરે ભાઇ સંતોની સંગતરે મરણેના મુકીએજી
ચુકીએ નહિ ચાર દિવસનો લાભ  સંતાની સંગતરે-ટેક
મારે મન રાખોરે સંતોમાં મળીયુરેજી
ચીલખંના કરશો આવ્યો છે દાવ  સંતોની ૨

દીનતા ચહીનેરે સેવા સદા ભાખીએરેજી
રાખીએ નીત નીત નવલો સ્નેહ સંતોના ૩
સદગુરૂ સાચારે સતોની સાનમાંરેજી
નૌતમ સમજી લેજો તેહ સંતોની ૪
મન ઠરી ઠારેરે તવ તહારૂં થાશેરે હોજી
ટળશે દુરમતીના ડાઘ સંતોના ૫
ખરાને ખોટનુંરે થાશે તુને પારખુંરેજી
ભળશે માંહે સંતોનો ભાગ સંતોના ૬
જનમો જનમારારે જાશે તાહુરા મોરચાજીરે
ઉજવળ તે થાશે તહારૂં રૂપ સંતોના ૭
કાટતે કાંઇરે ફરી નહિં લાગસેરેજી
સીકલા સાચા સંત રવરૂપ સંતોના ૮
સંતસ્વરૂપીરે ભવમાં નાવછેરેજી
વીરલા કોઇ એક બેસીને જાય સંતોના ૯
જે જન બેઠારે તે જન ભવ તરીયારેજી
નીરાંત બીજા ગોથાં ખાય સંતોના ૧૦

——૦——

**ભજન ૧૩૧ રાગ ઉપર મુજબ**

હુંતોતને વારૂંરે હુંતોતને વારૂરે આવીને તેં શું કર્યુંરેજી
હરી હીરો ખોયો ને વોર્યો સંસરિ

હૈયું તહારૂં ફુટયુરે, આંખે થયે। આંધળે રેજી
વીસારી મેલ્યારે દીન દયાળ હું તે। તને—ટેક
મારા સાલા મુરખરે બુદ્ધિ તહારી કયા બળીરેજી
માથે તે। ભમતે। ના દીઠે। કાળ
ઝપાટાને હાકયારે તેં તે। બધાં ગાંમનારેજી
વીચારી ન જોયુંરે સાર અસાર હુતે। તને ૨
મનુષ્ય જનમરે મેળવ્યે। તેં ધુળમાંરેજી
હંસા તેં ઉપર ઘાલી હામ
જનુનીએ જણ્યે। ત્યારે આડે। શેંના આવીઓરેજી
તહારી માની કુંખે ના દીધે। ડામ હુતોતને ૩
સગાંને કુંટુંબીરે બુડવાને બહુ મળ્યુંરેજી
તરવાને ત્રીકમ નામ સંભાળ
ચટકે। તુને લાગે તે। ઝટપટ ચેતનેરેજી
હવેથી તું ગાફલ ના રહીશ ગમાર હુતોતને ૪
ડહાપણુને ડેળ્યુંરે સ્વારથ સાથમાંરેજી
પરમારથની ન જાણી તેં પેર
રણછોડ કહે છેરે રાંડના તું ચેતનેરેજી
વહી ગઇ લોભે નદીની લહેર હુતે। તને ૫

## ભજન ૧૩૨ રાગ ઉપર મુજબ

વારૂ મ્હારા વીરારે સંગ ના કરીએ નીચનોરેજી
નીચપણું નિશ્ચે નરક લઇ જાય વારૂ મ્હારા—ટેક
આકડીયાનાં દુધરે દીસે અતી ઉજળાંરેજી
તેને પીધે તુરત મૃત્યુ થાય વારૂ મ્હારા ૨
દુધડીયાં મંગાવુંરે ગોરી ગવરી ગાયનારેજી
સાકર ભેળે સ્વાદ અતિ ઘણો થાય વારૂ મ્હારા ૩
બાવળીઓ કાંટાળોરે દીસે અળખામણોરેજી
તેની સંગે અંગ વસ્ર ઉજેડાય વારૂ મ્હારા ૪
આંબલીયાની છાયારે અતિ રળીયામણીરેજી
તેને સેવે ફળની પ્રાપ્તિ થાય વારૂ મ્હારા ૫
ગુરૂને પ્રતાપેરે જેઠારામ બોલીયારેજી
દેજો અમને સંતો ચરણમાં વાસ વારૂ મ્હારા ૬

---

## ભજન ૧૩૩

વીઠલ વહેલા પધારો લાલ મંદીર મ્હારાજીરે
તમે મ્હારા જનમો જનમના સંગી લાલ કેમ નહીં
તારોજીરે—ટેક
તમને દીઠે આનંદ થાય હો લાલ કોટી દીવાળીજીરે
રાત દિવસ રૂદીયામાં રહેજો લાલ કહું છું નિહાળીજીરે
વીઠલ ૨

જેમ ચકોરને ચંદ્ર છાજે લાલ એવી રીતે અમનેજીરે
સૌના મનની જાણોછો લાલ શું કહુ તમનેજીરે   વીઠલ ૩
જાણી જોઇને ભેટું છું લાલ ઉલટ અંગમાજીરે
ભકિતદાસના વહાલા લાલ રાખો શરણેજીરે   વીઠલ ૪

### ભજન ૧૩૪

આવો આવો સકળ વ્રજ નારીરે
મ્હારા ઘરમાં પધાર્યા છે ગીરધારીરે   આવો—ટેક
જેને જોઇએ તેને કહાનજી બતાવુંરે
હરીને હેતે પ્રીતેથી નચાવુંરે   આવો ૨
વેણુ વાતાને જ્ઞાનનાં ગીત ગાતાંરે
મારૂં માંખણ ખાઇને થયા માતારે   આવો ૩
જેના જોરે ગોવરધન તોળ્યારે
માસી મારીને કંસરાય રોળ્યોરે   આવો ૪
નાથ નાનાને બુદ્ધિ છે મોટીરે
મેં તો ગોઠડી ગોવિંદાની લુંટીરે   આવો ૫
વહાલા દાડી દાડી દરશન દેજોરે
દાસ થોભણના હૃદીયામાં રહેજોરે   આવો ૬



### ભજન ૧૩૫

હો રંગી સાથે ના બેસીએજી
એમાં પત પોતાની જાયરે ક્યો   હો રંગી સાથે—ટેક

ઘડીમાં ચઢે ઘડીમાં રંગ ઉતરેજી
ઘડીમાં વૈરાગી બની જાયરે લ્યો હો રંગી ૧
ઘડીમા ગુરૂ ઘડીમાં ચેલકાજી
ઘડીમાં તીરથ થઈ પુંજાયરેલ્યો હો રંગી ૩
કામી કપટીને લોભી લાલચુજી
એતો પારકા દુઃખે ના દુખાયરેલ્યો હો રંગી ૪
ગુરૂ પરતાપે જીવણ બોલીયાજી
એતો નિશ્ચય ચોરાશી લઇ જાયરેલ્યો હો રંગી ૫



ભજન ૧૩૬

ભઇજી અમે બગડયા અમે બગડયા લેજો જાણી—ટેક
કલાડાનો સંગ કરે જાર જોને બગડી તો ધુળમાં પડીને થઇ
ધાણી હરે ભાઇ ધુળમાં ,, ,, ,,
ફુગ્યા તણો તો આભાસ મટી ગયો
કરમતણી એ કહાણી ભાઇજી ૧
લવારનો સંગ કરી લોહું જ્યારે બગડયું
થઈ તરવાર અમુલ્ય ચઢયું પાણી હાંરે થઇ
આગ સંગાથે કાસ્ટ જોને બગડયું.
ના રહી નામ કે નિશાની ભઇજી ૩
સલાટનો સંગ કરે પત્થર જોને બગડયો
તો પારસ થયો બ્રહ્મખાની હાંરે તો

તમે બગડોતો એવા બગડજો મટી જાય ચોરાશીની ખાણી
ભાઈજી

સદગુરૂનો સંગ કરે સેવક જોને બગડયો •
જેણે સત્યનામ લીધું છે પીછાણી હારે જેણે
નીરાંતનો સંગ કરે બાપુ જોને બગડયા
જેણે આતમાને લીધો છે પીછાણી ભાઈજી ૫

---

ભજન ૧૩૭

પનીઆરી પનીઆરી તું કોણ જાત પનીઆરીરે ટેક
કીસીકી વહુ તું કીસીકી બેટી
કૌન પુરૂષ ઘરની નાર તું કોન જાત પનીઆરીરે પનીયારી ૨
રાજા જનકકી મેં હું બેટી
રામચંદ્ર ઘેર નારી તુ કોન જાત પનીયારી ૩
શીર પર ઘડા ઘડેપર ગગરી
ચાલ ચલે છે મતવાલી તું કોન જાત પનીયારી ૪
તેરેકું જોઈએ કુસુમકા સાળુ
ઉપર ઝળકી કીનારી તું કોન જાત ગનીયારી ૫
રામચંદ્રકા સુમરણ કરલે
ચરણ કમળ બલીહારી તું કોન જાત પનીયારી ૬

---

ભજન ૧૩૮

૧ રામ રટયા જેણે રીતમાંરે જય શ્રીકૃષ્ણ
પ્રભુ ભજ્યા જેણે પ્રીતથીરે જયશ્રીકૃષ્ણ—ટેક
ધન્ય તેના દ્વારનેરે ધન્ય નર નારનેરે
હરિનું સ્મરણ કરે એકાંતમાંરે જયશ્રીકૃષ્ણ રામ રટયા ૨
ધન્ય એનાં કર્મને ધન્ય એનાં ધર્મને
જીત્યો સંસાર જેણે જ્ઞાનથીરે જય શ્રીકૃષ્ણ રામ રટયા ૩
ધન્ય એની માતનેરે ધન્ય એના તાતનેરે
ગીરધર ગયા જેણે ગીતમાંરે જયશ્રીકૃષ્ણ રામ રટયા ૪
દાસનોદાસ કહે ગુરૂજી કૃપાએરે
સફળ કરી છે એની કાયાનેરે જયશ્રીકૃષ્ણ રામ રટયા ૫

———o———

**ભજન ૧૩૯**

દવરે લાગ્યો ડુંગરીએ અમે કેમ કરીએ
કેમ કરીએરે અમે કેમ કરીએ
અમે કયાં વસીએ } —ટેક
હાલવા જઇએ તો વહાલા હાલી નવ શકીએરે
બેસી રહીએ તો અમે બળી રહીએ અમે બળી :દવરે ૨
આરે વૃત્તિએ વહાલા નથી ઠેકાણુંરે
પ્રવૃત્તિની પાસે અમે ઉઠી ફરીએ અમે ઉઠી દવરે ૩

સંસાર સાગર વહાલા મહાજળ ભરીઓરે
બાંહ્ય ગ્રહો નીકર બુડી મરીએ નીકર બુડી દવરે ૪
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
ગુરૂજી તારે તો અમે શાહેજે તરીએ અમે શાહેજે દવરે ૫

ભજન ૧૪૦

ભકિત વિનાતો નર તારી કાયા છે નકામી
અવર ઉપાએ રીઝે નહિ અંતરયામી ભકિતવિના—ટેક
હરીને હરીજન સામા ચરણાં ન ચાલ્યાં
જાણીલયો મુળ એતો જેવાં ઝાડનાં ફાલ્યાં ભકિતવિના ૨
પેટમાં ન પહોંચી જયાં સુધી પ્રભુની પ્રસાદી
રાબોડી સરીખાં રૂડા રૂડા ભજનીયા રસાદી ભકિત વિના ૩
દામોદરજીનું દીલડામાં ધર્યું નહી ધ્યાન
તેવા નરતણી છાતી જાણે પત્થર સમાન ભકિત વિના ૪
હાથ નવ જોડયા જયાં સુધી સીતારામ સામા
શબના સરીખા ગણ એતો નકકી છે નકામા ભકિતવિના ૫
જીભલડીના જપી સદા પ્રભુજીનો જાપ
મીડકના જેવી માનો કરો મુળમાંથી કાપ ભકિતવિના ૬
કૃષ્ણજીનાં દરશન કરવા જેનાં લોચનીયાં ન લોભે
એથી અંધાયો ભલો નામ સુરદાશ શોભે ભકિતવિના ૭

ભજન ૧૪૧ (ખીજવત હે બલીવીર માડી મોકુ એ રાગ

ભકિતવડે વશ થાય રમાપતિ ભકિતવડે વશ થાય

જોઇશ્વિર વશથાય નહિં તો જનમ મરણ નહિં જાય રમાપતિ

ભકિત–ટેક

ભકિત પરમ સુખનું શુભ સાધન

સફળ કરે છે કાય રામાપતિ ભકિત ૨

ભક્તિ વડે ભગવાન સદા વશ

નિગમાગમ પણ ગાય રમાપતિ ભકિતી ૩

બળીયાના બળરૂપ દયાધન નિર્બળ થઈ બંધાય રમાપતી

ભકિત ૪

સંકટ સેવક પર આવે તો ત્યાં ધરણીધર ધાય રમાપતિ

ભકિત ૫

ભકતાધિન દયાનિધિ ભુદર ભકિત વિના ન પમાય

રમાપતિ ભકિત ૬

ભકિત વિનાવ્રત જય તપ આદિક

અફળ અનેક ઉપાય રમાપતિ ભકિત ૭

ધન યોવન બલ બુદ્ધિ ચતુરતા

નિર્બળ તે સમુદાય રમાપતિ ભકિત ૮

રંગરૂપ કુળ જાતિ વિસેષે ન કરે કોઇ સહાય રમાપતિ

ભકિત ૯

અજામિલ નારદ મુનિ શવરી કયાં ગણિકા ગજરાય રમાપતિ

ભકિત ૧૦

શત્ર હરિની ભકિત તણાગુણ એક મુખે ન ગવાય રમાપતિ
ભકિત ૬૧

ભજન ૧૪૨

તમે હલકે ગાડી હાકો તમે ધોરી ગાડી હાંકો
મેરે રામ ગાડીવાળા —ટેક
પાંચ તત્વની ગાડી જોડી બેલ જોડયા બે ચાર
હાંકણવાલા છેલ છબીલા માંહી બેઠનવાળા રામ તમે ૨
ગાડી અચકી રેતમાં ને મજલ પડી ગઇ દુર
એસા સદગુરૂ જો મળે તો લઇ જાય હજુર તમે ૩
ધમણ ધમતી બંધ પડીને બુઝ ગયા અંગાર
એ રણુકોસ દુર હુવા તારા ઉડી ગયા લુવાર તમે ૪
તેજી છુટયો શહેરમાંને પુંઠળ પડયો પોકાર
દશ દરવાજા બંધ પડયા તાર નીકલ ગયા અસવાર તમે ૫
ગંગાતીરે ઘર કરોને નહાવો નીરમળ નીર
પુરણ્ય કર્યું તે પામશો એમ કહે ગએ દાસ કબીર તમે ૬



ભજન ૧૪૩

કોઇ મળો અપણા દેશી ગુરૂ ગમની વાતો કેશી
કોઇ સંત મળો ઉપદેશી કોઇ મળો અપણા દેશી—ટેક
હરીજન આવો લાખણ લાવો રામ રસ વરતાવો સંતોભાઈ
રામ કોઈ ૨

શરીર ઉપર દશ દરવાજા એકીદીન જાશે જડીયા સંતોભાઈ
એક કોઈ ૩

પડશે આ તરવેણીમા અમીરસ વરશેધારા સંતો ભાઈ
અમીરસ કોઈ ૪

કેશર હળધર એક રંગ થાશે ને નુગરા ન્યારા રહેશે
સંતોભાઈ કોઈ ૫

ખરા તે જળમા શંખલા પાકે રત્ના ગરમાં મોતી સંતોભાઈ
કોઈ ૬

સંસારી હોરે કાચ કચીલા હરીજન હોરે હીરલા સંતોભાઇ
કોઇ ૭

દયા પ્રીતમના સ્વામી છોગાળા બનાની પત રાખો
સંતોભાઇ કોઈ ૮

———○———

ભજન ૧૪૮

હુંતો નમી નમીને લાગું ગુરૂજીને પાય પધારો ગુરૂજી
આગણીએ—ટેક

કંકુ કેશરની ગારો ઘલાવુ ને આંગણીયાં લીંપાવુ રામ
ચાર સખી મળી મંગળ ગાય ત્યાં મોતીડે ચોક પુરાવું
પધારો ૨

નખછોલના ચોખા મંગાવું ને દુધડીએ ધોવડાંવું રામ
ખીરખાંડનાં ભોજન બનાવું, અપને હાથ જમાડું પધારો ૩

હસ્તીનાપુરથી હાથી મંગાવું ને અંબાડી સજવાળું રામ
દક્ષિણ દિશાથી ચમર મંગાવું ગુરૂજીને ભેટો કરાવું
પધારો ૪

ભવસાગરકા નાવ કેવટીઆ પાર ઉતારે સોઇ રામ
ધરમદાસકી વિનતી ગોંસઇઆ શરણે આયો તમારી પધારો ૫

ભજન ૧૪૫

કોઇ મને કૃષ્ણ દેખાડોરે મધુવનમાં
કોઇ મને પ્રભુજી મેળાવોરે શ્રી ગોકુળમાં કોઇ—ટેક
મેરી મતિ હરી તેરો મરમ ન જાણે
વનમાં ફરે વહાલો તનમાંરે મધુવનમાં કોઇ ૨
અણુવર ચીર પહેર્યાં મેં ઘાટામ્બર ઓઢયાં
ફુલડાં વિણંતી બાગનમારે મધુવનમાં કોઇ ૩
ફાટંતાં ચીર કાઇ હાર મીરા તુટ્યા
નીર ભર્યાંરે લોચન મારે મધુવનમા કોઇ ૪
સુરદાસ જાય પ્રભુ તુમારે મીલનકું
અતિરે ઉલટ મહારા મનમાંરે મધુવનમાં કોઇ ૫



ભજન ૧૪૬

જેણે ભજયા જદુરાયા નરએજ કમાયા—ટેક
ભજન તણાં જેણે ભુવન બનાવ્યાં
પુંણ્યના નાખેલ પાયા નર એજ કમાયા જેણે ૨

ભરપુર એક સકળ બ્રહ્મ ભાસે
સંશય સરવે સમાયા નર એજ કમાયા જેણે ૩
પાપનું નામ સુણીને વળ્યા પાછા
ધર્મના કામમા ધાયા નરએજ કમાયા જેણે ૪
દુર્લભ કહે દીલ શુદ્ધ કરીને
ગોવિંદના ગુણ ગાયા નર એજ કમાયા જેણે ૫

ભજન ૧૪૭ (સાચું ધન કયુ અમારૂ એ રાગ)

સાચી છે રામ સગાઇ ગોવિંદ ભજી લ્યો ભાઇ—ટેક
સુત વિતદારા નહિં તહારા એછે અપજશના ભારા
આખર છે એમ બુરાઇ ગોવિંદ ભજીલ્યો ભાઇ સાચી છે ૨
મંમત સહુ મુકી દેજો ભરપુર ભજનમાં રહેજો
તેમાંતો થાશે ભલાઇ ગોવિંદ ભજીલ્યો સાચી છે ૩
સત સંગ કરોને પ્યારા તેથી શીતળ વરશે ધારા
તન તાપતો જાય બુઝાઇ ગોવિંદ ભજીલ્યો સાચી છે ૪
નિર્મળ વૃત્તિને રાખો હરિ ભકિત અમીરસ ચાખો
કહેદાસ હરિગુણ ગાઇ ગોવિંદ ભજીલ્યો સાચી છે ૫

—o—•—

ભજન ૧૪૮

જીન મુખસેં સીયારામ ન સમર્યો
તીન મુખમેં તો ધુળ પડી જીન મુખસેં—ટેક
ધીક તેરો જનમ એ જીવન તેરો

ધીક એ મનુષ્યા દેહ ધરી
જીવનતાત મુએ નહી તેરા કયું જન્મ્યો તું ગેવાર ભરીરે
જીન૦ ૨

રામ નામ વિના રસના જેસી
કરો ઉસકા ટુકડા ટુકરી
જીન નયનન પ્રભુ રૂપન નિરખ્યો, સો નયનમેં લુણભરી
જીન૦ ૩

રત્ન પદારથ જન્મ મનખો
આવત નહિં સો ફેર ફરી
અબતેરો દાવ બન્યો હે મુરખ કરના હોસો સેને કરી
જીન૦ ૪

પાન પસાર કીયો નહિં શુકૃત
હેત દુવારે દ્રગન ભરી
ખીમ કહે તું ભૂલ્યો આયો ખાલી તહારી ખેપપડીરે જીન૦ ૫



ભજન ૧૪૯

જસોદા તેરોરી લાલાને મેરી દહીં મટુકીયાં ફોડ
દહીં મટુકીયાં ફોડ અરરર દહીં મટુકીયાં ફોડ જસોદા-ટેક
દહીંકી મટુકી ધરી શીરપર મેં જાતી ભડે ભોર
શ્રીવૃંદાવનકી કુંજ ગલનમેં મીલ ગયો નંદકીશોર જસોદા ૨
ચુંબ, કપોલ બોલ અન બોલે બોલે માંખણચોર

હે દધીકા દાણ ગોવાલણ કરે ઐસી ઝુંડ જોર   જસોદા ૩
મોસેં કહે નાચ મેરે સંગમે હરખીછ બનકી જોર
ગ્વાલ બાલતો સખા કૃષ્ણકે હસે હસોદી મોદ   જસોદા ૪
ઇત જાવું તો સખા કૃષ્ણકે રોકે ચારુ કોર
ઉત જાવું તો જમુના વેરણ ઘેરી લેત હીલોરે   જસોદા ૫
અબન વસુંગી એ વ્રજમાંહી હમને લીયો મુખમોડ
છોટીશી કહું અચ્છી નગરીયાં રાધાનંદકીશોર   જસોદા ૫
જમુનાં તટપર બસીયાં બજાવે કાળી કામળીયાં ઓડ
સુરશ્યામકે સ્વામી શામળીઆ ઝુલમી ઝાલમ જોર જસોદા ૭



ભજન ૧૫૭

એવા છો મહારા દ્વારકાના ધણી કે લજ્જા રાખો સંતો
તણી—ટેક

સંગ ચાલ્યો દ્વારકા રોહિદાસે ભેટો કરી
જાત ભાતનો ભેદ ના જાણ્યો કર વધાર્યો હરી એવા છો ૨
વિદુરને ઘેર કૃષ્ણ પધાર્યા ઝાઝાં મંદીર ફરી
તાંદળજાની ભાજી આરોગ્યા છપન ભોગને તજી એવાછો ૩
નરસીંહ મહેતાની હુંડી સીકારી જયારે શેઠ શાંમળશાબની
કોરા કડકડતા રૂપૈયા આપ્યા વહાલે મહારે ગણી એવાછો ૪
ઝેરના પ્યાલા રાણાજીએ મોકલ્યા, મીરાંબાઇ કાજે ભરી
અમૃત કરી આરોગીયા, જોની પાસે છે શ્રીહરી   એવાછો ૫

રાજાને જ્યારે સંકટ પડ્યુ ત્યારે વારે ચઢીયા હરી
કરમા લીધી કોથળી તમે સેના બન્યા છો હરી એવાછો ૬
પ્રહ્‌લાદને જ્યારે સંકટ પડ્યું ત્યારે વારે ચડીયા હરી
લોઢાકેરા સ્તંભ ધીકાવ્યા કીડીઓ દેખાડી હરી એવાછો ૭
સ્તભ ફાટ્યોને પ્રભુજી પ્રગટીઆ નરસિંહ રૂપ ધરી
હીરણ્યાકસ્યપને નખે વધેર્યો પ્રહ્‌લાદની વહારે ચઢી એવાછો ૮
દ્રોપદીને સંકટ પડ્યું ત્યારે વારે ચઢીયા હરી
નવમેં નવાણું ચીર પુર્યા, વહાલે મ્હારે ગણી એવાછો ૯
નાની વયમાં ધ્રુવે આરાધ્યા સમરીયા શ્રીહરી
આવી અવિચળ તેને પદવી આપી આપીતે અમરાપુરી
એવાછો ૧૦

ભજન ૧૫.

રંગ રસીયા નાચ રણછોડછે
દરશનના મુજને કોડ છે
જોયાના મુજને કોડ છે } રંગ રસીયા–ટેક
મુસ્તકે મુગટ કાનેરે કુંડળ, મુખ મોરલી ઘમઘોર છે રંગ૦ ૨
બોડાણે ગુજરત લાવીને રોપ્યો કલ્પતરૂનો છોડ છે રંગ૦ ૩
પ્રેમને વશથઇ મુકી દ્વારકાં, આવી વસ્યા ડાકોરરે રંગ૦ ૪
ત્રીભુવન તારણ ભક્ત ઓધારણ એતો મહારા ચીતડાના
ચોર છે રંગ૦ ૫
કહે હરિદાસ હરી ચરણે રાખો એજ અમારૂં જોર છે રંગ૦ ૬

## ભજન ૧૫૨

વંદન કરીએ આપને હરી ઝાલો અમારા હાથને વંદન–ટેક
સુદમાના તમે સંકટ હરીયાં, તાંદુલ આરોગ્યાં મહારાજરે
વંદન ૨
ઝેર હતાં તેને અમૃત કીધાં આપ્યાં મીરાને હાથરે વંદન ૩
ભ ત પ્રહલાદને ઉગારી લીધો સ્તંભમાં પ્રગટી મહારાજરે
વંદન ૪
નરસીંહ મહેતાની હુંડીશીકારી બની મોટા વેપારીરે વંદન ૫
તાતીકઢાઇ તમે શીતળ કીધી સુધનવાને કાજરે વંદન ૬
સેના ભકતની કોથળી લઇને પધાર્યો રાજા મહાલેરે વંદન ૭
દ્રોપદીનાં તમે ચીરજ પુર્યાં, ધરીઅમરા અવતારરે વંદન ૮
અનેકભકતોને આપે ઉગાર્યાં ધરી જુદાજુદા અવતારરે વંદન ૯
ભકતને આધીન છો તમે ભૂદરા આવીને કરજો સહાયરે વંદન ૧૦
દાસને દાસ કહે ગુરૂ પ્રતાપે શરણેરાખજો માહારાજરે વંદન ૧૧



## ભજન ૧૫૩ રાગ ઉપર મુજબ



પ્રિયતમ પ્રભુ કરીએ વંદના જયઘોષ સહીત આનંદના
પ્રિયતમ—ટેક
આપ પ્રભો અમ ચાલક પાલક સાચું ધન અમરંકના પ્રિ૦ ૨
ક્ષણ ક્ષણનાછો આપજ સહાયક છો સાથી ભવ અંતરના પ્રિ૦ ૩

શુભ જોનારા આપ ન જોશો દોષો આ મતિ મંદના પ્રિં૦ ૪
સત્તારૂપે વિશ્વ સકલમાં વ્યાપક આપ નિરંજના પ્રિં૦ ૫
અમસત્તાધન અમને આપો બાલક અમે શ્રીમંતના પ્રિં૦ ૬
નિજ સત્તાધન અધિક પ્રકાસો કરવું રહે આનંદના પ્રિં૦ ૭
નરહરિ સત્તાસ્વરૂપે પ્રગટો હૃદયે સાધક સંતના પ્રિં૦ ૮

———०———

### ભજન ૧૫૪

કહેવુ શુ હવે તમને કહાના નંદકુવર નથી નાનારે
વહાલા કાન કુંવર નથી કાલારે કહેવુ શું–ટેક
પહેલી હમસેં પ્રીત કરીને હેરી ગયા છો મનડાં હરીને
વહાલોજી બેઠા કુબજા વરીને ફેરો ન માર્યો ફરીનેરે કહેવુ શું ર
જો જાણ્યા હોત તમને આવા જીવણુ દેત કદી નહી જાવા
જુઠા જુઠા સોગન ખાવા તમને ઘટે નહિ માવારે કહેવુ ૩
દુઃખડાં ઘોછો મહીના દાણી એક હાંસીને બીજી થઈ છે હાની
અલબેલો રાધાનો સ્વામી તજીદીધાં અન્ન પાણીરે કહેવું ૪
પીંગળ કહે તમે નાથ પધારો સેવા બાળકની સંભાળો
ભુદરજી ભવસાગર તારો બેડલો પાર ઉતારોરે કહેવુ ૫

### ભજન ૧૫૫

રામૈયાનું રટણ તમે ભુલશો માભઇ તહારો વારેવારે મનખો
આવશે નહિ—ટેક

કાચીકાયનો રામ પીંડ બંધાણો કાકરે કાંકરે ઉડી ગયા
કંઇક વારે વારે રામૈયા ૨
વૃંદાતે વનમાં રાસ રચ્યો છે, આજે આનંદની હેલી થઇ
વારે વારે ૩
રાજા રાવણ પણ હતો અહંકારી અતિ અહંકારે ગઢલંકાં
ગઇ વારે વારે રામૈયા ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ લખચોરાસીની પીડા
ગઇ વારે વારે રામૈયારામ ૫

---

ભજન ૧૫૬

-૦-૦-

મને મારગમાં મળીઆ મહારાજ તે હ્હાડાની મને લેહ
લાગી—ટેક
સખી સાહેલી જળ ભરવા ગ્યાંતાં ભરવા ગ્યાંતાં નીર
શું રે કહું શાંમળીઓ વહાલો તેહી મળ્યા હતા મને
જમનાંની તીડ તે હ્હાડાની ૧
જોયા વિનાનો જીવ અમારો આકુળ વ્યાકુળ થાય
જમણુ ના ભાવે એ જગજીવન ભોજન રહ્યાં છે મહારાં
ભાણાની માંય તે હ્હાડાની
રૂપે સ્વરૂપ અંતરયાંમી અકળકળા પ્રતિપાળ

વહાલા લાગોછો એ વીઠલજી નંદકુવર તમે નાનાબાળ
ને દહાડાની ૪

અણસમજે અણગમતું કીધું ગમતું તમારૂં જ્ઞાન
નંદકુંવર તમે ભાવે કરી ભેટો ભીડ ભંજનને દીનદયાળ
તે દહાડાની ૫



## લગ્ન પ્રસંગે ગવાય તેવા રાગમાં



ભજન ૧૫૭ જીરે સાગ સીસમનારે ઢોલીયા એ રાગ

જીરે સુંદીર શ્યામ સોહામણા
એતો નિગમાગમ કહેવાય તેને ભજો ભાવથી—ટેક
જીરે શીવ વિરંચીને શારદા
રજ ચરણ કમળ ચિત લાય તેને ભજો ભાવથી ૨
તેણે પાણીમાં પત્થર તારીયા
એવો નામતણો મહિમાય તેને ભજો ભાવથી ૩
તેણે તાર્યો અજામેળ પાતકી
ગજ ગુણકાની કીધી સહાય તેને ભજો ભાવથી ૪
તેણે દ્રૌપદીના ચીર પુરીયાં
એવા અગણિત ગુણ ન ગણાય તેને ભજો ભાવથી ૫
જીરે દાસતણાં દુ.ખ ટાળવા

એકે શ્વાસે ઉડીને ધાય તેને ભજો ભાવથી ૬
જીરે અવગુણ સામું જુવે નહિં
એવા ગુણવંતા ગોકુળરાય તેને ભજો ભાવથી ૭
જેનો તોલ નહી ત્રણ લોકમા
તેના નામ સ્મરણથી સુખ થાય તેને ભજો ભાવથી ૮
રામ ઉચરે પ્રભુને સંભાળતાં
દુઃખ જનમ મરણના જાય તેને ભજો ભાવથી ૯

## ભજન ૧૫૮ રાગ ઉપર મુજબ

તુચ્છ તૃષ્ણા મુકીને રહો વેગળા
તેથી જનમ મરણ મટી જાય સદા સુખ થાય ભજો
કૃષ્ણ ભાવથી—ટેક
આ દેહ ફરી ફરી નહિ મળે
તેથી લ્યોને પ્રભુનું નામ નહિ બેસેદામ ભજો કૃષ્ણ ૨
સાચો સ્નેહ કરો શ્રી કૃષ્ણનો
એ વીના સર્વે વ્યર્થ સરે નહી અર્થ ભજો કૃષ્ણ ૩
બીજો સ્નેહ નહી કંઇ નામનો
એતો ફોગટનો છે ખ્યાલ થશો બેહાલ ભજો કૃષ્ણ ૪
જુઠાં કુટુંબ કબીલાને સંપતી
જુઠા વૈભવમાં નહી સુખ અંતે થાશે દુઃખ ભજો કૃષ્ણ ૫

જુઠો ખેલ મચ્યોરે સંસારમાં
તેમાં કેમ તણાયા જાવો નક્કી નથી થાવો    ભજો કૃષ્ણ ૬
કુડ કપટને છળભેદ છોડવા
મોહ માયાને મારો લાન શુંઝે મુભ વાત    ભજો કૃષ્ણ ૭
દાસ ગોપાળ દાસની વિનતી
હરીભજી ઉતરો ભવપાર નહી થાય વાર    ભજો કૃષ્ણ ૮

———o———

ભજન ૧૫૯ રાગ ઉપર મુજબ

મળે જીવન મુકત હરિતણા
ટળે અંતર તનમન તાપ એવો સંગ સંતનો
જેમ કીટ મટી થાય ભમરી તેને કીટ કહે નહિ કોય એવોસંગ
જેમ પારસ પરસે લોહને તેતો હેમ હલામાંય હોય એવોસંગ
જેમ ચંદન વાસથી વૃક્ષને કરે ચંદન સમાન સોય એવોસંગ
જેમ મલીન જળમળે જાન્હવી તેને તરત કરે ગંગ તોય
એવોસંગ
તંખામોર પલટે છે પાણીએ કરે કંચન મય રસરૂપ એવોસંગ
તેમ સદગુરૂ સુખીયાં સંતથી થાગ તે સંત સ્વરૂપ એવોસંગ
શુક નારદ વ્યાસ ને વાલ્મીકિ તેતો ઈશ્વર કાવીઆ આપ
એવોસંગ
ધ્રુવ, અમરીષ પ્રહલાદ વિભિષણ થયા સુખીયા સંત પ્રતાપ
એવોસંગ

સત સર્વે સુખી થાવા કામછે તેતો પ્રસિદ્ધ કહેછે પુરાણ
એવોસંગ
મન કર્મ વચને માનજો કહે નિષ્કુલાનંદ નિર્વાણ એવોસંગ

ભજન ૧૬૦ રાગ ઉપર મુજબ

જીરે સંતથયા તે કેમ જાણીએ જેની બુદ્ધિ તે નિર્મળહોય
સંત થયા તે એમ જાણીએ–ટેક
કોઈના દેખે તામસ આવે નહિ, કોઈ વંદેરાજી નવથાય સંત૦
તજી માન બડાઈને ઈર્ષા તન મન વાણી પલટાય સંત૦
પ્રેમ રસના પ્યાલા તે પીએ પોતે પીએ બીજાને પાય સંત૦
રામદાસ હરીગુણ આસરે નિત્ય ઉઠી હરીના ગુણગાણ સંત૦

———o———

ભજન ૧૬૧ મોહનજીએ મોકલ્યુંરે માંમેરૂ એરાગ

ભરૂસાના નાથ છો તમે ભેરૂ –ટેક
એક અરજ વહાલા મહારી એ છે મારા માંથે જે કાળનોભય છે
દહાડી સંભાળતાં દુઃખ દે છે ભરૂસાના ૨
જગ જીવન જાનકીનાથ પલપલ ઇચ્છુ વહાલા તહારો સાથ
તમે નાથ કહેવાયા અનાથ ભરૂસાના ૩
વહાલા પ્રહલાદ ભકતને સારૂ મારાનાથે નૃસિંહ રૂપ ધર્યું
અંગ હિરણ્યાકસ્યપનું વીદાર્યું ભરૂસાના ૪
અજામેળ અધર્મી ઓધાર્યો સુતનારાયણ નામ પુકાર્યો
તન તજતાંમાં તેને તાર્યો ભરૂસાના ૫

તાંની તેલ કઢાથી બચાવ્યો પોતે જઇને સુધનવા ઉગાર્યો
નાથ મારો શો વાંક વીસાર્યો ભરૂસાના ૬
મહેતા નરસિંહની હુંડી વખાણી નહાતીવેળા આપ્યા પાણી
માંમેરૂ પુર્યું તે પ્રીત પીછાણી ભરૂસાના ૭
અનેક ભકતોને કરૂણા કીધા વહાલે નિર્મળ નામના કીધી
કહોને લાચ પ્રભુએ કોની લીધી ભરૂસાના ૮

ભજન ૧૬૨ રાગ ઉપર મુજબ

સદા પ્રભુ પ્રેમનો છે સંગી નવધાભકિત તણા એછે રંગી
સદા પ્રભુ–ટેક
આકાશનો ઇશ્વર વાસી રહ્યો અગણિત ખંડ પ્રકાસી
પ્રેમ ભકિતને આપ્યો ભાસી સદા પ્રભુ ૨
રવિકીરણથી કમળ વિકાસે એમ પ્રેમ લે પ્રભુ પાસે
ભવરોગ સમુળો નાસે સદા પ્રભુ ૩
લોહચુંબકનો ગુણપામી એની સુરતાતે ઉત્તર સામી
જીવને જણુવે છે અંતરયામી સદા પ્રભુ ૪
સુ મદર્શક યંત્ર સહાય છેટે હોય તે પાસે જણાય
એમ પ્રેમે પ્રભુ નિરખાય સદા પ્રભુ ૫
નેત્રે જોયામાં જે નવ આવે સુક્ષમદર્શકતે દરસાવે
એમ પ્રેમે ઇશ ઓળખાવે સદા પ્રભુ ૬
વીજળી તારમાં જણાવે વાત પ્રેમે લક્ષ લાગે પ્રભુ સાથ
હરિને મેળવે હાથોહાથ સદા પ્રભુ ૭

કહે છોટમ સાધન અન્ય નવ આવે કો પ્રેમ સમાન
આઠે પહોર એથી રહે ધ્યાન સદા પ્રભુ ૮

—o—

ભજન ૧૬૩ રાગ ઉપર મુજબ

જનક ઘેર પરસુરામ પધાર્યા ખભે ચાપટ ચઢાવીને આવ્યા
ભોજન કરવા મદીરમા ધાર્યા ધનુષ ભાગો રામજી બળવતા–ટેક
ત્યાતો જનકની બાળા કુંવારી ઘોડો કરીને રમવા સીધાવી
એવું અદભુત દીઠું છે ભારી ધનુષ ભાગો ૨
ત્યારે પરસુરામ બોલીયા વચન દેવકન્યા છે જાણીજોમન
એવું પણ બાધાને હે રાજન ધનુષ ભાગો ૩
જે કોઈ ધનુષનો કરશે ભંગ સીતા વરસે તેનીરે સંગ
એવું પણ બાધો કરીને ઉમંગ ધનુષ ભાગો ૪
એવું કહી પરસુરામ સીધાવ્યા જનકે યજ્ઞના પત્ર લખાવ્યા
દેસ દેસના મહીપતી આવ્યા ધનુષ ભાગો ૫
રામ, લક્ષ્મણને વિશ્વામિત્ર, આવી ઉતર્યા વાડીની માય
ફળ ફુલના ખીલ્યાં છે પત્ર ધનુષય ભાગો ૬
જનક સાંમૈયું લઈને આવ્યા થાળ ભરી મોતીડે વધાવ્યા
શહેર જોવા બે બાંધવા પધાર્યા ધનુષય ભાગો ૭
મોહ પામી વાતો કરે જન અમે સીતાનું માન્યું છે મન
કોઈ કહે વરશે દસરથ તન ધનુષ ભાગો ૮

બીજે દીવસે દેવી પુજવા જાય પાંચ સખીયો લઇને સીતાય
રામ લક્ષમણ દીઠા છે ત્યાંય ધનુષ ભાગો ૯
ઘનશ્યામની મુરતી રૂપાળી જોઈ સીતાએ નજરે નિહાળી
રામે સીતાની ભ્રગુટી ભાળી ધનુષ ભાગો ૧૦

---

## ભજન ૧૬૪

વાંકીગેડી વાળા કહાન (૨) જુમનાની તીરે મ્હારો ઘડુલો ફેડાવ્યો
બંસીવાળા ઘનશ્યામ (૨) ,, ,, ,, ટેક
સોના કેરૂં બેડલુંને રૂપાકેરી ઝારી
મોતીડે ભરાવી સાચા ઉઢાણી મેં મારી વાંકીગેડી ૨
પણઘટ આરે ભીડ કરીને નાટારંગ મચાવે
ગોવાળીઆને સાન કરીને સંદેશો તે કહાવે વાંકીગેડી ૩
સરખી સરખી સહીએરોનો એના હતો સાથ
સહુ સહીયેરો પડતી મેલી મારો ઝાલ્યો હાથ વાંકીગેડી ૪
હું કહાનાને નવ બોલાવું તે આવે તત્કાળ
આજ કહું જશોદા માને મારે તેને માર વાંકીગેડી ૫
સસરો મારો અટકચાળો સાસુ દેશે ગાળ
દીએરીઓ દીવાનો મ્હારો નણદી મુકે આળ વાંકીગેડી ૬
રાધે શ્યામના સંગથી સંતજન ગુણગાય
ગાય શીખેને સાંભળે જે શ્યામ ચરણમાં જાય વાંકીગેડી ૭

ભજન ૧૬૫

હું તો વેચંતી વ્રજની નારીરે કોઇ માધવલ્યો માધવલ્યો–ટેક
માધવને મટુકીમાં ઘાલી ગોપી લટકે લટકે ચાલીરે
કોઈ માધવ ૨
ગોપી ઘેલું શું બોલની જાય કાન મટુકીમા નવ સમાય
કોઇ માધવ ૩
નવ માનોતો જુઓ ઉતારી માહી જુએ તો કુંજબીહારીરે
કોઇ માધવ ૪
વૃંદાવનમા જાતાં ધારી ગૌ ચારેછે ગીરધારીરે કોઇ માધવ ૫
ગોપી ચાલી વૃંદાવન વાટે સહુ વ્રજની ગોપીઓસાથેરે
કોઇ માધવ ૬
મીરા કહે પ્રભુ ગીરધર નાગર એના ચરણ કમળ સુખ સાગર
કોઇ માધવ ૭

ભજન ૧૬૬

મોરલી મેરે સુણી કાનુડા માઝમરાત
મોરલી વાગી હોજીરે બાઇ પેલા જુમનાંજીને ઘાટ કાનુડા–ટેક
પાણીડાં ગ્યાતાં હોજીરે (૨) બાઈ પેલા કેસરીયા તળાવ
કાનુડા ૨
ઉઠોણી ભરાવી હોજીરે (૨) બાઈ પેલા આંબલીયાની ડાળ
કાનુડા ૩
બેડલા મેલ્યાં હોજીરે (૨) બાઈ પેલા સરોવરીયાની પાળ
કાનુડા ૪

ચાલ્યો ચાલ્યો હોજીરે (૨) બાઇ પેલી સહીએરાનો સાથ
કાંનુડા ૫
પહેર્યાં પહેર્યાં હોજીરે (૨) બાઈ મેતો સાવળાં અવળાં ચીર
કાનુડા ૬
મેલ્યા મેલ્યાં હોજીરે બાઇ પેલાં પાંણીઆરામાં બાળ
કાનુડા ૭
મળીઓ મળીઓ હોજીરે (૨) બાઇ પેલા નરસઇઆનો નાથ
કાનુડા ૮
પુરી પુરી હોજીરે (૨) બાઇ મારા મનડા કેરી આસ
કાનુડા ૯

ભજન ૧૬૭

લાગ્યોરે મુને નટવર સં નેડો
હવેરે મેતો શીર નાંખ્યો છેડો લાગ્યોરે-ટેક
અંતરમાંથી વહાલાને વરીએ દુરીજનથી આપણે નવ ડરીએ
પગલાંતો પાછા નવ ભરીએ લાગ્યોરે ૨
દુરીજનને કહેવું હશે તે કહેશે પાછળથી તો નિંદાઓ કરશે
તેમાં તો વળી આપણું શું જાશે લાગ્યોરે ૩
સુંદીરવર શોભોછો સારા છોજીરે મુને પ્રાણ થકી પ્યારા
ઘડી એક નવ મેલું ન્યારા લાગ્યોરે ૪
શોભો છોજી સોનેરી પટુકે મોહીરે હુંતો મોહનને લટકે
લીધુંરે મન આંખતણે ચટકે લાગ્યો ૫

કટીમલ પીતાંબર કસીયા મીરાં બાઇના વહાલા છો રસીયા
આવીને મહારા હ્રદયમા વસીયા લાગ્યોરે ૬

—— o ——

## ભજન ૧૬૮ રતુતિ

હે પ્રભુ ભવસાગરસે તારો સીતારામ જય સીતારામ જય૦
કાળ મૃત્યુ ભય શોક નિવારો ,, ,, ,,
ગુણ નિશ્દીન તમારા ગાઉ ,, ,, ,,
દાસદાસના દાસ કહાવુ ,, ,, ,,
મોહે અનાથપર કીરપા કરજો ,, ,, ,,
ચરણ કમળની સેવા દીજો ,, ,, ,,
નામ દેવડી છાપરી છાઇ ,, ,, ,,
મુઇ ગાય હરી આપે ઉગારી ,, ,, ,,
પ્રહલાદકો હરિ આપે ઉગાર્યો ,, ,, ,,
હીરણ્યાકશ્યપકો નખે વધાર્યો ,, ,, ,,
ગર્ભ વાસકો દુઃખ મિટાવો ,, ,, ,,
ગર્ભ વાસકો દુઃખ અનંતા ,, ,, ,,
દાસ બચાવો હે ભગવંતા ,, ,, ,,
તુમારો ગુણ ભુલ્યો અવિનાસી ,, ,, ,,
મારા ગળામાં મયા ફાંસી ,, ,, ,,

## ભજન ૧૬૯ રતુતિ

પ્રભુ છોરે સુખકારક સૌના અગણિત બહુનામો

અગણીત બહુનામી દયાળુ અગણિત બહુનામી પ્રભુછોરે–ટેક
પ્રેમ કટાક્ષે ભકત નિહાળી દુર કરો પરિતાપ
ગુણ ગીને, ભજી પ્રીતે, શુભ રીતે, એક ચિતે,
આ સ્તવન કરે છે મંડળી સરવે ઉર ધરજો સ્વામી પ્રભુ૦ ૨
પાળક બાળક સહુ નીજ જનનાં ટાળક ભયથી આપ
દુઃખ હરજો, સુખ કરજો, દીલ ધરજો, ન વિસરસો
આ ભકત મંડળને ભકિત દેજો હરી અંતરયામી પ્રભુ૦ ૩

---

ભજન ૧૭૦

જયજય શ્રી રાધાવલભલાલ જયજય શ્રી વ્યાસ કુંવરલાલ
છબીલો રાધાવલવ લાલ લાડીલે રાધાવલવલાલ —ટેક
અધમ ઓધારણ દીનકે બંધુ કરૂણા સીંધુ કૃપાળ–શ્રી રાધે
મોર મુગટ મકરાકૃતી કુંડલ, મોરલી અધર રસાળ –શ્રી રાધે
અલક જલક છબી બદન કમળ પર, લોચન લોલ વિશાલ શ્રી રાધે રાધે
દશન દશન દુતી દામણી દમકે, પ્રીત બશત ઉરમાળ શ્રી રાધે રાધે
કટી કુંકણ ને પગે નં પુરવાજે, ગજ ગત ચાલે મોરાર શ્રી રાધે રાધે
નાશા મુકતા ચલત અનુપમ એહી ઝળકે ભાલ શ્રી રાધે રાધે

ઘુંઘરવાળી ચળકે ઝળકે, બાજુ બંધ રશાળ શ્રી રાધે રાધે
વૃંદાવનકી કુંજ ગલનમે, મોહી વૃજકી બાલ શ્રી રાધે રાધે
મંડલ ખેલે રાસ વિલાશી ગોપી જન ગોવાલ શ્રી રાધે રાધે
ભક્ત વત્સલ હિત નાસ નિરંજન કરૂણા સિંધુ કૃપાળ શ્રી
રાધે રાધે
જે શ્રી કમળ હિત નામ ઉજાગર, શરણાંગત પ્રતીપાળ
શ્રી રાધે રાધે

ભજન ૧૭૧

જે જે શ્રી રાધાવલવલ્લાલ મારૂં મન ચરણ કમળ ચીત રાખજોરે
ટેક
હરિ હું માગું છું એટલું રે (૨) આપો શ્રી વૃંદાવનમાં
વાસ
સદાયે જુગલ કીશોરની ઉપાસનારે
માટે રાખો તમારી પાસ (૨) મારૂ મન—૨
હરિ મન મારૂ ચંચળ ઘણુંરે
માટે કરવા એક ઉપાય. તમથી આળગું બીજું નવ ગમેરે
હું છું ચરણ કમળના દાશ મારૂ મન—૩
હરિ જનમ ધર્યો અવનીવિષેરે
પશુ પંખીનો અવતાર. લખ ચોરાશીમા ભમ્યો ઘણુંરે
પામ્યો મનુષ્ય દેહ અવતાર મારૂં મન—૪
રોહ ભવસાગરમાં બુડતો રે

બાંહ્ય ગ્રહોને મહારાજ શ્રી હિતજીના પુર્ણ પ્રતાપથીરે
એ ગુણ ગાય છે વૈશ્નવદાસ મારૂં મન--૫

ભજન ૧૫૨

મારા ભાગ્ય તણો નહી પાર આવ્યો શ્રી હિતજીના શરણે ટેક
દુર્લભ વસ્તુ મળીજ મુજને સીદ્ધ થયા સહુ કાજ
મટી ગયો ચોરાશી ફેરો મળીયો રસીક સમાજ
મહારા--૨
શ્રી વૃંદાવન વાસ મળ્યો છે, શ્રી જમુના જળ પાન
સઘન વૃક્ષની નીચે બેશી કરવું યુગલ કેલીનું ગાન
મહારા—૩
શ્રીરાધાવલ્લવના નિત્ય દરશન માડળપર વિશ્રામ
પ્રેમધરી વ્રજરજમાં લોટું, બોલી રાધાનામ મહારા—૪
વ્રજવાસીની જુઠન માંગી. પોખું હું નીજ દેહ
રમણલાલ હિત દેહ ધર્યાનું પુરૂષાર્થ છે એહ મહારા—૫

ભજન ૧૫૩

રાધા પ્રાણ આધાર, કીશોરી શ્યામી પ્રાણ આધાર ટેક
કીર્તિ કુમારી ભાન દુલારી રાસેશ્વરી સુકુંવાર કિશોરી—૧
તુવ જશ ગાતા નેતિ નેતિ કહી વેદે માની હાર કિશોરી--૨
નિશદીન ગાન કરે મોરલીમાં જશરસ નંદ કુમાર કિશોરી--૩
રમણલાલ હિત નિત નવ રટતા તોએ વન પામ્યાં પાર
કિશોરી--૪

# વસંતના પદો.

———o———

### ભજન ૧૭૪

વસંત વધાવો માહરી સહીયર સમાણી વસંત આવ્યો જાણીરે
મોતીડાની થાળ ભરીને, ઉઠો રાધા રાણીરે   વસંત--ટેક
આંબા ડાળે કોયલ કાળી, બોલે અમૃતવાણીરે
વસંત રૂતુને આવતાં દેખી, મન ઘણુ મકળાણીરે   વસંત—૨
ફુલડે ફગર ભરાવે ભામીની, ફુલડીઆ બહુ આણીરે
રૂગનાથના સ્વામીને વધાવો, પ્રીત રહી પરમાણીરે
વસંત--૩

### ભજન ૧૭૫

ચાલો સખી શ્રી વસંત વધાવા નંદતણે ઘેર જઇ આવો
નંદકુંવરની પુંજા કરીશું પુંજીને પાવન થઇએરે
વહાલો વસંત સદા રૂતુ સુંદીર, અષ્ટકમલદલ સારારે
મહાસુદ પાચમને ગુરૂવારે, પુંજો તો ભાગ્ય તમારારે
ચાલો--૨
વસંત વસ્ત્ર સજ્યાં સહુ સજની, આનંદ ઉર ન સમાયેરે
નખ શીખ શોભા વચુ બન્યુ વારૂ, વરણી નહી વરણાયરે
અરસ પરસ મલ્યાં અલબેલાને, ભુદરને મન ભાવ્યારે
ધન્ય ધન્ય વનીતા કહે એમ વહાલો.લખ સામગ્રી લાવ્યારે
ચાલો-

અનુભવી સઘળાં અંધા ઉઘરમાં તદવત ત્રીકમ તોલે રે
નીરાંત સખી સ્વામી સંગે રમતાં, બીજું ના ભાખો બોલેરે
ચાલ--૫

ભજન ૧૭૬

વસંત રૂતુમા આનંદ મહારાં વહાલા
જે ઘેર ઓછવ થાય હરી હરી લાલા જે ઘેર
જે ઘેર આનંદ ઓછવ ન થાય તે ઘર મુઢ કહેવાય
વસંત રૂતુમાં ટેક
તાલ પખાજ વાગે વાસુલી
વાજાં લેઇ લેઇ જાય હરી હરીલાલા
અબીલ ગુલાબ અગર કસ્તુરી
કેસરી રંગ ઘોળાય વસંત રૂતુમાં ૨
પ્રેમે ગાએ સાંભળશે જે કોઇ
શહેજે વેકુંઠ જાય હરી હરી લાલા
દાસ દવારકાંનો સ્વામી શાંમળીયો
મહારા રૂદીયામાં સમાય વસંત રૂતુમાં ૩

---

ભજન ૧૭૭

કેસરીયાનો વાઘો પહેરીને
પાઘ ધરી છે ટેડીરે હરી હરીલાલા પાઘ
રૂપાનો દસુડો કર મહારે

સોનાની મારે છે ગેડીરે કેસરીયાનો—ટેક
રાતા માતા થઇ મંદીરીએ આવો
ઘેરૈયાને તેડીરે હરી હરીલાલા
મોતીડે વધાવું તમને
અબ્યાની મારે છે હેડીરે કેસરીયાનો ૨
આવો ભાવે વહાલ વધારો
દુઃખડાં નાખજો વેરીરે હરી હરીલાલા
રંગનાથ પ્રભુ મહારા ભવની
ભાગોને પ્રભુ બેડીરે કેસરીયાનો ૩

## ભજન ૧૭૮ હોળીનાં

ધુમ વરસેરે ધુમ વરસે હોળી ખેલે કનૈયોલાલ ધુમ વરશે–ટેક
પીચકારી ચો દિશશેં છુટે (૨)
હસ્તી છુટયો કર ગુલરસેં હોળી ખેલે ધુમ૦ ૨
અતર અરગજાને કુમકુમ કેસર (૨)
અબીલ ગુલાલની ધુમ વરસે હોળી ખેલે ધુમ૦ ૩
સુરદાસ પ્રભુ હોળી ખેલે
રાધા માધવપર રંગ વરસે હોળી ખેલે ધુમ૦ ૪



### ભજન ૧૭૯

ભલારે શાંમળા મત ડારો પીચકારી—ટેક

મત ડારો મરજાદા સૈયા મેં હું કન્યા કુવારી હરી હરીલાલા
મેં હું
તુમતો નિરલજ ભયે અમ નહિ એસે તો
મુખમેરે લાલા મુખમેં દઉંગી મેં ગાળી ફુજેની હોયગી
તુમારી શાંમળા મત ૨
પર નારીકો પાલવ પકડયો મોહન મનમા વિચારી હરી
હરીલાલા
માત પિતા તોરે વૃદ્ધ ભએ હૈ તો રાજ કંસકો હૈ ભારી
કહું સબ વિસ્તારી શામળા મત ૩
એસી હુંષ જો હૈયામાં હોય તો પરણો નૌતમ નારી
હરી હરીલાલા
જાકે પટાણું જસોદા મૈયાકું હજુ મેં હું બાળ કુંવરી
ઢુંડત વર માત હમારી શામળા મત ૪
આપો જા મહારી નવલ ચુંદડીયાં જીવણ જો રસફડી
હરી હરીલાલા
સુરદાસ પ્રભુ અબ કહાં જાઓગે
આન મિલજાઉગી પીતાંબર લઉંગી ઉતારી શાંમળા મત ૫

ભજન ૧૮૦

હોળી ખેલે તે વ્રજમાં નંદલાલા
નંદલાલા ગોપાળ લાલા ગીરધરલાલારે હો હોળી ખલે—ટેક
ચુવા ચુવા ચંદન ઓર અરગની ઓર અરગનીરે હો........

અબીલ ગુલાબ ભર પ્યાલા હેળી ખેલે ૨

તાલ પખાજ બજાવે વાંસલી બજાવે વાસુલી રેહો...........

ડફ ઢોલ ઝાંઝર કીરતાલા હોળી ખેલે ૩

ચે દિશથી પીચકારી ઉડાવી પીચકારી ઉડાવીરેહો........

ઉપર માર પડત હે ગુલાલ હોળી ખેલો ૪

સાન કરી સખીયનકો ડારી સખીયનકો ડારીરે હો...........

જાણુ ન પાવે કાન કાળા હોળી ખેલે ૫

સબ સખીયન મળી ઘેરણુ આવી ઘેરણુ આવીરે હો........

ભાગ ગએ સબ ગોવાલા હોળી ખેલે ૬

દાસ નનો કહે નંદ સલુણા નંદ સલુણ રે હો.....………

મનતો મુદીત ભયો મતવાળા હોળી ખેલો ૭



## ભજન ૧૮૧

આતે આતે શું કહેવાય લાલ લોકડીયાં દેખે છે

મારી આંખોમાં પડયો ગુલાબ લોકડીયાં દેખો છે

મારા મુખડાની ખાશો ગાળ લોકડીયાં દેખે છે આતે—ટેક

આડે દહાડે જોર ન ચાલ્યું આજ હોળીનું ટાણું

ઘણા દિવસની રીસ શુંજની આજ ઉકેલી જાણુંલાલ

લોકડીયાં આતે ૨

જે કહેશો તે હા છે મહારે હવે ન માનું તે મુકી

ઓળા આવો કહું કાનમાં મારા સમ છે મુકો લાલ
લોકડીયા આતે ૩
શુ કરૂં હું આવી સાંકડે મહારૂ જોર નવ ચાલ્યુ
દયા પ્રીતમ મને કાયર કરીને તોબા ખત લખાવ્યુ લાલ
લોકડીયાં આતે ૪

---

### ભજન ૧૮૨

બરસાને ખેલે હોળીરે ચાલો બરસાને—ટેક
ઇતસે આઇ શુગધ રાધીકા
ઉતસેં આયે કુંવર કનૈયા ચાલો બરસાને બરસાને ૨
હાથમેં ડારે ગુલાલ ફેંટમે
અબીલ ગુલાલની ભરી ઝોળીરે ચાલો બરસાને-બરસાને ૩
પાંચ વરસને કુંવર કનૈયા
સાત વરસ રાધાગોરીરે ચાલો બરસાને—બરસાને ૪
અત્તર અરગજા ને કુમકુમ કેશર
અબીલ ગુલાલની ભરી ઝોળીરે ચાલો બરસાને-બરસાને ૫
તાલ, પખાજ, ઝાંઝ ડફવાગે
મોરલીકી ધુન થોડી થોડીરે ચાલો બરસાને—બરસાને ૬
શુર શ્યામ પ્રભુ હોળી ખેલે
અવીચળ રહેજો આ જોડીરે ચાલો બરસાને—બરસાને ૭



ભજન ૧૮૩ ( ડફમાં ગાવાંનું ) રાગમારવાડી.

દેખોરે કોઇ બાલા જોગી દ્વાર અમારે આયાહૈ—ટેક
બાગંબર પીતાંબર સોહે શેષનાગ લપટાયાહૈ
માથેરે ઉનકે તીલક ચંદ્રમા જોગી જટા બડાયાહૈ દેખોરે ૨
અટર ખટર ગલે રૂંઢકી માલા કીર પીર મૃગ છાલારે
ભચડ ભચડ ભંગ ચબાવે અજબ રૂપ કરી આયાહૈ દે૦ ૩
ભીક્ષા લે આઇ નંદરાણી કંચન થાલ ભરાયાહૈ
લો ભીક્ષા આનસ પર જાવે મેરે ગોપાલ ડરાયાહૈ દે૦ ૪
કયા કરૂ તેરી દોલત દુનીયા કયા કરૂ કંચન માયારે
લે આવો અપને બાલકકું હમ દરસનકું આયાહૈ દે૦ ૫
બાલક લે આઇ નંદરાની અચળ ઓટ છુપાયાહૈ
પાંચ બેર પરકમા કરકે સીંગી નાદ બજાયહૈ દે૦ ૬
તીન ભુવનકે અંત યામી બાલક રૂપ બતાયહૈ
દાસન રણસીંગ કહે ગુરૂપરતાપે શંભુદરસન પાયહૈ દે૦ ૭

## ૧૮૪ (પ્રભાતીયા) (૧)

પ્રભાતના પહોરમાં દીઠા ડાકોરમાં ઠીક ડાકોર શું મન મોહ્યું
રણછોડ રાયછે જગત જોવા જાય છે ગોમતી ગંગામાં
અંગ ધોયું પ્રભાતના—ટેક
ગોમતી ઘાટમાં મળ્યા પ્રભુ વાટમાં સેજમાં શામળે સામું જોયું
નરહરી નીરખીયા પ્રેમથી પરખીયા પલક ઘડી એકમાં
પાપ ખોયું પ્રભાતના ૨

દઇવત દેખાડીયાં ચઉદરત્ન કહાડીયાં કામધેનુ ગાયનું દુધ દોયું
દેવની વાતમાં સમુદ્ર સાથમાં નાગને નેતરે નીર વલોવ્યું
પ્રભાતના ૩

એડ છોજી લાવીયા ડખપુર આવીયા સરવના મનમા શુભસોયું
સ્વામી આશારામના નવખંડે નામના શામળે ચિંતમા
ચિત પ્રોયું પ્રભાતના ૪

૧૮૫ પ્રભાતીયું (૨) રાગ ઉપર મુજબ

રાત રહે જાહરે પાછલી ઘટ ઘડી સાધુ પુરૂષને સુઇ ન રહેવુ
નિદ્રને પરહરી સમરવા શ્રીહરી એકતું એકતું એમ
કહેવું રાત રહે—ટેક

જોગીયા હોય તેણે જોગ સંભાળવા ભોગીયા હોય તેણે
ભોગ તજવા .

વેદીયા હોય તેણે વેદ વીચારવા વૈશ્નનવ હોય તેણે કૃષ્ણ
ભજવા રાત રહે ૨

સુકવી હોય તેણે સદગ્રંથ બાંધવા દાતાર હોય તેણે દાનકરવુ
પતિવ્રતા નારીએ કંથને પુછવું કંથ કહે તેતો ચિત
ધરવું રાત રહે ૩

આપણે આપણા ધર્મ સંભાળવા કરમનો મરમ લેનો વિચારી
નરસઇયાના સ્વામીને સ્નેહથી સમરતાં ફરી ન અવતરે
નરને નારી રાત રહે ૪

——o——

## १८६ प्रभातीयुं (३) राग उपर मुजब

હરીહરી રટણ કર કઠણ કલી કાલમા દામ બેસે નહીં
કમ સરસે
ભકત આધીન છે શ્યામ સુંદર સદા તે તારાં કારજ
સિદ્ધ કરશે—હરી હરી —ટેક
અલ્પ સુખ સારૂ શું મૂઢ ફ્લયો ફરે શીશપર કાળ રહ્યો
દંત કરડે
પામર પલકની ખબર તુજને નથી મુંહશું જોઇને મુછ
મરડે હરી હરી ૨
પ્રેઢ પાપે કરી બુદ્ધિ પાછી ફરી પરહરી થઇશું ઠળે વળગ્યો
પ્રપંચ પરહરો સાર હૃદયે ધરો ઉચરો હરી મુખ અચળ
વાણી હરી હરી ૩
ઈશને ઇરષા નહીં જીવપર આપણે અવગુણે રહ્યાં અળગો
નરસઇયા હરીતણી ભકિત મૂલીશમા ભકિત વિન બીજુ
ધુળધણી હરી હરી ૪



## १८७ प्रभातीयुं (४)

વહાલાને જોતાંરે માની ભુખલડી ભાગી
ઘરમાં રહીને શુંરે કરૂં માની આખલડી લાગી—ટેક
શાંમળીઆની સુરતે મન મોહીને લીધું
એને શાંમળીએ મુને કામણ કીધું વહાલાને ૨

સંસારનું સુખ હું તો તજીને બેઠી
મધુરીશી મુરતી મારી પાચમીએ પેઠી વહાલાને ૩
સોનાની સાંકળીએ મુજને બાંધીરે તાણી
મનડા કેરી વાતો પેલા મેહને જાણી વહાલાને ૪
તુજ મુજ વચે વહલા અંતર નથી
નરસઇયાના સ્વામીની લોકોએ ભકિતઓ કરી વહાલાને ૫



## ૧૮૮ પ્રભાતીયું (૫) રાગ ઉપર મુજબ

આજનો માવલડો મારો મોગરે છાયો
રાધાજીના સંગે વહાલો રમવાને આવ્યો—ટેક
ઘુંટડીએ ઘુઘરી ઝળકે રેશમની દોરી
શામળીએ શામળા રંગે રાધીકા ગોરી આજનો ૨
હાંડી દુધ કલમડો વળી સાકર ઘોળી
મારા વાલજી આરોગો પીરસે ધમર ગોરી આજનો ૩
સોળ શણગાર સજ્યા સાળી ઓઢણ માડી
શ્રી વૃંદાવન વીઠલ સાથે રમતો વાડી આજનો ૪
અખંડ હેવાતન મારે એ વર રૂડો
નરસઇયાના સ્વામીએ મુને પહેરાવ્યો ચૂડો આજનો ૫



ભજન ૧૮૯ વલ્લભ જયંતીનું પદ ૧

બંસીવાલા આવોહમારેદેશ એ રાગમાં.

વલ્લભ પ્રભુ આવો હમારે દેશ
આપો બ્રહ્મ તણો ઉપદેશ ।વલ્લભ પ્રભુ—ટેક

દોહરા—ચૈત્ર કૃષ્ણ એકાદશી જે કહીએ માધમાસ
માયા ફંદને તોડવા પ્રગટયા શ્રી અવિનાશ
વલ્લભ પ્રભુ ૨

દોહરા— ચંપારણ્યમાં પ્રગટીયા શ્રી લક્ષમણ ભટજીને ઘેર
ઘેરઘેર તોરણ બાંધીયા થઈ જગમાં લીલા લેર
વલ્લભ પ્રભુ ૩

દોહરા—પુષ્ટિમાર્ગ વરતાવીયો આપ્યાં બ્રહ્મસદનનાં દાન
દૈવી જીવ ઉધારીયા તોડયું અજ્ઞાનનું કૌભાંડ
વલ્લભ પ્રભુ ૪



૧૯૦

શ્રી કૃષ્ણ જયંતિનું પદ ૧

રાગ ઉપર મુજબ.

શ્રી કૃષ્ણચંદ્ર પધાર્યા નંદજીને ઘેર
હણ્યો કંસ કેરો કેર શ્રી કૃષ્ણચંદ્ર—ટેક

દોહરો—શ્રાવણ માસ કૃષ્ણ પક્ષ અષ્ટમીને બુધવાર

કારાગ્રહમાં અવતરીયા પ્રભુ મધ્ય રાત્રે મહારાજ

કૃષ્ણચંદ્ર ૨

દોહરા-વસુદેવજી લઈ ચાલ્યા નંદજી કેરે દ્વાર

મથુરાંસે ગોકુલ પધાર્યા કરવા સેવકનાં કાજ

કૃષ્ણચંદ્ર ૩

દોહરા-ઘેર ઘેર આનંદ છવાઇ રહ્યો વ્યાપ્યો જયજયકાર

દુદુંભીગગને વાગી રહ્યાં પુષ્પવૃષ્ટિ અતીશે થાય

કૃષ્ણચંદ્ર ૪

દોહરો-ગોકુળમાં ગોકુળ છવાઈ રહ્યું ઉડે છે માખણ દુધ

અબીલ ગુલાલની અંધી ભઇ થઇ ચંદન કેરી કીચ

કૃષ્ણચંદ્ર ૫

દોહરા-અનેક દુષ્ટો વળી કંસને હણી છોડાવ્યાં માતને તાત

સેવકોને અભય કીધા ગુણગાએ દાસનો દાસ

કૃષ્ણ ચંદ્ર ૬



## १९१ श्री शंकर जयंतीनुं पद १

જગત આ હર્ષમાં રાજે થયો અવતાર શંકરનો
ગગન આનંદમાં ગાજે થયો અવતાર શંકરનો–ટેક
બન્યું બ્રહ્માંડ મતવાળું ઉછાળે જ્ઞાનનું પ્યાલું
સ્વરૂપાનંદમાં મહાલે થયો અવતાર શંકરનો ૨
નગારાં ધર્મનાં ગાજે સકળજન શાંતિમા સાજે
વીણાઓ વેદની વાજે થયો અવતાર શંકરનો ૩
ગજાવ્યું જોરથી બ્રહ્માંડ તોડયું છે વિશ્વનું કૌભાંડ
ફોડયું છે ડાંડ માયા ભાંડ થયો અવતાર શંકરનો ૪

---

ભજન ૧૯૨ આાભડશેટમાં ભુડયું બધું એ ગગ

માંથે કોપી રહ્યાં છે કાળરે ઉંઘ તને કેમ આવે
પાણી પહેલી બાંધી લેને પાળરે ઉંઘ તને કેમ આવે
નથી એક ઘડીનો નીરધારરે ,, ,,
આતો સ્વપના જેવો સંસારરે ,, ,,
અલ્યા એળે ખોયો અવતારરે ,, ,,
તારા માંથે છે જમનો મારરે ,, ,,
તારા મનનું ધાર્યું થશે ધુળરે ,, ,,
ચાલ તોલાં છે મણમાં ભુલરે ,, ,,
કરી આવ્યો છે ગર્ભમાં કોલરે ,, ,,

થોલ આવેલું થાય છે ઠથોલરે ,, ,,
જોતાં જોતાંમાં આયુષ્ય ખૂટી જાયરે ,, ,,
તારા ડાપણમાં લાગી લાયરે ,, ,,
કાંઠે આવેલું બુડશે ઝાઝરે ,, ,,
તારે કાજે કહે છે રૂપીરાજરે ,, ,,

## ભજન ૧૯૩

ખટપટને તજી દેનેરે તું તો ભગવાનને ભજી લેનેરે હે મનુવા—ટેક
જાઇ તારે માથે ભારી બધી છે જવાબદારી
ઉરમા ઉતારી ધારીએ લેરે ખટપટને ૨
સતસંગ સેવા કરીલે ભજનના ભાથાં ભરી લે
તેથી ભવસાગરને તુ તરી લેરે ખટપટને ૩
નથી કાંઇ અંતે તહારૂં મીથ્યા માન મારૂં મારૂં
( એવુ સમજે તો ખાલી શુ છેરે
( એવુ સમજી સંત સેવા કરી લેરે } ખટપટને ૪
શીખામણ મભળ ભેલી હવાની હવેલી મેલી
રામ શકરના બેલી એ છેરે ખટપટને ૫

## ભજન ૧૯૪ મનુષ્યનું કર્તવ્ય

રાતે રોજ વિચારો આજ કમાયા શું અહીંરે
ખાવા પીવા પ્રભુએ દીધુ તે માટે તં શું શુ કીધુરે
તે ખાતું સરભર કર્યું કે નહીં રાતે રોજ—ટેક
પાપરૂપ શું કર્મ થયું છે, તે સાટે શુ પુણ્ય કર્યું છે

પાપ પુણ્યમા વધેલ કે બીજુ કંઈ                    રાતે રોજ ૨
જે માટે માનવ તન લીધું તે સાટે તેં શું શું કીધું
વધયુ ઘટયું કે સુધારવુ શુ તે મહીરે                  રાતે રોજ ૩
ભૂલચૂકની માફી માગી અનંત પતીને પાયે લાગી
નિત્ય સુવો તો નિત્ય થશો સુખી સહી                 રાતે રોજ ૪



**ભજન ૧૯૫**

ધન્ય આજની ઘડી સંત પધાર્યા પ્રેમે પાવન કીધા
અતિ આનંદ અપાર દયા કરીને અમને દરશન દીધા ધન્ય-ટેક
હરીજન છે હરી સરખા હેલી એને મળીએ મરજાદા મેલી
        થાય અરસ પરસ આનંદ હેલી                    ધન્ય ૨
સંત શરણે જઇએ તો સુખ ઘણું, ડગલે ડગલે ફળ યજ્ઞ તણું
        એની સેવાના ફળ શાંહું ભણુરે                 ધન્ય ૩
સંત વૈકુંઠ પતિને અતિ પ્યારા સંત બ્રહ્માનંદ રસ પીનારા
        એવા સંતનથી નથી હરી ન્યારા                 ધન્ય ૪
સંત ભેટે ભવદુઃખ દુર ટળે, પરમારથ પણે પરિબ્રહ્મ મળે
        એનું લખચોરાશીનું ગમન ટળેરે                  ધન્ય ૫
કહે પ્રીતમ પુરવનાં પુણ્ય ફળ્યાં જેને આંગણે હરીજન
                                                આવી મળ્યા
        તેને ઉર આનંદના ઓઘ વળ્યારે                   ધન્ય ૬



## ભજન ૧૯૬

વ્રજ વહાલું રે વૈકુંઠ નહિં આવું
ત્યાં તો નંદકુંવર ક્યાંથી લાવું     વ્રજ વહાલું રે–ટેક
ત્યાં લલીત ત્રીભંગી શ્રી ગીરધારી
સંગે સોહીએ શ્રી રાધા પ્યારી
એમને નીરખતાં આંખ ઠરે મ્હારી     વ્રજ વહાલું રે ૨
ત્યાં શ્રી જમુનાં ગીરીવર છેજ નહીં
મારા પ્રાણ પ્રસન્ન ત્યાં રહેજ નહીં
માહરૂં મનજ સત્ય ઠરેજ નહી     વ્રજ વહાલું રે ૩
ત્યાં શ્રી વૃંદાવન રાસ નહીં
વ્રજ વનિતાની સંગે વિલાસ નહી
વિષ્નુ વેણું વાયાનો અભ્યાસ નહી     વ્રજ વહાલું રે ૪
સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવું
મને ના ગમે બ્રહ્મ સદન અડવું
ધીક ધીક એ સુખ પામીને પડવું     વ્રજ વહાલું રે ૫

---

## ભજન ૧૯૭ રાગ વાગેશ્રી તાલ ધમાર

દીનાનાથ દયાળુ નટવર હાથ મારો મૂકશોમા
હાથ મારો મુકશો માં હાથ મારો મુકશો મા   દીનાનાથ–ટેક
આ મહા ભવસાગરે, ભગવાન હું ભુલો પડયો છું
ચૌદલોક નિવાસ ચપળાકાન્ત આ તક ચુકશોમાં   દીનાનાથ ૨

ઓથ ઇશ્વર આપની સાધન વિષે સમજું નહિં હું
પ્રાણ પાલક પોત જોઈ શંખ આખર કુંકશોમાં દીનાનાથ ૩
માત તાત સગાં સહોદર જે કહું તે આપ મહારે
હે કૃપા મૃતના સરોવર દાસ સારૂ સુકશોમાં દીનાનાથ ૪
શરણ કેશવલાલનું છે, ચરણ હે હરી રામ તારૂં
અખિલ નાયક આ સમયે, ખોટે મેસે પણ ખુટશોમાં દીનાનાથ ૫

---

ભજન ૧૯૮ કસુરી તાલ

શરણ પડેકી લાજ આજ તુમ રાખો ભગવાના—ટેક
જપ, તપ, યોગ, યજ્ઞ નહિ કીને,નહીં તીરથદાના
વીરથા વિત ગઈ સબ ઉમરા વિષયન ભરમાના લાજતુમ ૨
સતસંગતમેં બેઠ તુમારા કીયા ન ગુણગાના
ભવસાગર જલ દુસ્તર ભારી કૈસે તરજાના લાજ તુમ ૩
ચૌરાશી લખ જીવ જીનમેં, પુન પુન ભટકના
તુમરે ભજન વિના નહિ કબહું હોય મોક્ષ પાના લાજતુમ ૪
દીન દયાળ દયાકે સાગર તુમ સબ ગુણ ખાના
બ્રહ્મનંદ મેં દાસ તુમારો મુઝે ન વિસરાના લાજતુમ ૫

---

ભજન ૧૯૯

મોતીયોવાળા રણછોડજીરે
નીરખી નેણાં ટાઢાં થાય હો લાલ
તમારાં મોતીયો લળી લળી જાય હોલાલ } મોતીયો-ટેક

ડાકોર પુરી પાવન કીધીરે
પાવન કીધા છે ગોમતી તળાવ હો લાલ મોતીયો૦ ૨
દરવાજે ચોઘડીયાં વાગી રહ્યાં રે
ત્યા તો વહાલા માનુંની મંગળ ગાય હોલાલ મોતીયો ૩
શોભા શીરે કહું મારા નાથનીરે
વહાલો મહારો તેજ તણો અંબાર હો લાલ મોતીયો ૪
રિદ્ધિ સિદ્ધિ શીરે કહું માહારા નાથનીરે
વહાલો મહારો રત્ન સિંહાશન બેઠાહો લાલ મોતીયો ૫
મહેતા નરસિંહના સ્વામી શાંમળારે
વહાલે મહારે અમને રમાડયા રાસ હો લાલ મોતીવાળા ૬

—૦—૦—

## ૨૦૦ સ્તુતિ

અપરાધ ક્ષમા કરો મહારો પ્રભુજી અપરાધ ક્ષમા કરો મારો
નિંદીત કર્મો જેમેં કીધાં (૨) તે પ્રભુ સર્વે વિસારો પ્રભુજી
દાસતણું રક્ષણ કરવાનો છે પ્રભુ ધર્મ તમારો પ્રભુજી
કરજોડીને વિનંતી કરૂં છુ, શંકટ સર્વે નિવારો પ્રભુજી



## ભજન ૨૦૧

કર મન ભજનો વેપાર હરી તારા નામનો અધાર
બેડલો ઉતારે ભવપારજી કર મન—ટેક
પ્રથમ સમરૂં ગણપતીને સરસ્વતી લાગું પાયજી

દેવના ગુરૂ દેવને સમરૂં જ્ઞાની જ્ઞાન બતાય કર મન ૨
હાડ જલે જેમ લાકડાં ને બાલ જલે જેમ ઘાસજી
કંચન વરણી કાયા જલસે કોઇ ન આવે પાસ કર મન ૩
શેરી લગણુતો સુંદરી ભાઇ આંપાલગણુ માબાપજી
તિરથ સુધી બાંધવો ભાઇ ખેરીને બાળે દાડ કર મન ૪
માતા તહારી જનમ રોશે એની બારે માસજી
તેર દીવસ તારી ત્રીયા રોશે જાશે ઘરની બહાર કર મન ૫
જયારે સરોવર નીરભરીયાં હતાં ત્યારે પરથમ ન બાંધી પાળજી
નીર સઘળા વહી ગયાં પછી હાથ ઘશે શું થાય કર મન ૬
મારૂં તહારૂં મીથ્યા જાણો જુઠો જગ વહેવારજી
નરસીયાના નાથને ભજીલે ઉતારે ભવપાર કર મન ૭

---

ભજન ૨૦૨

મારા શાંમળીયાજી શેઠ મારા શાંમળીયાજી શેઠ
તમે અમને લઇ જાઓ વૈકુંઠ ઠેઠ. મારા ટેક
સુદામાનું સંકટ હરીયું મુષ્ટીક તાંદુળ માટે
કરમાબાઇનો ખીચ જમીયા જુગદીશ પાછલી રાતે મારા ૨
અહલ્યાનારી ગૌતમની પ્રભુ ચરણ હૃદયથી તારી
શવરી કેરાં એઠાં બોર અરોગ્યા ગીરધારી મારા ૩
કુબજાદાસી કંસની પ્રભુ ચંદન માટે સ્થાપી
ઝેર ભરીને માસી આવી જસોદા પદવી આપી મારા ૪

પંચાલી પોકારે વિઠ્ઠલ દ્વારિકાથી ધાયે
કૌરવની સભામાં હરજી ચીર લઇને આવે          મારા ૫
મીરાં ઉપર ક્રોધ કર્યો રાણાએ હરજી જ્યારે
હેત કરીને રાધાવરે ચાંપ્યાં હૃદીયા સાથે          મારા ૬
કર જોડી ગોપીજન કહે છે વહાલાના વિસારો
અમે તમારે શરણે રહીએ ભવસાગરથી તારો          મારા ૭

---

ભજન ૨૦૩

મન માયાના કરનારે જરી જોને તપાસી તહારી કાયા
પુછી જોને તું પંડીત પુરાણારે કોઇના અમર છે લેખ
લખાણા મન—ટેક,
કાચીછે કાયાને માટીની માયા માટીના ખેલ બનાયા
શાણા હતા તેતો સમજી ગયા પણ
બાળક બીચારા લપટાયારે          જરીજોને—મનમાયા ૨
લખોની પાંખો ગઇ છે પીંખાઇ જેની મુછપર લીંબુ ઠેરાયા
કાળને કોરથી કોણ બચ્યું છે.
હોય ભલે રંક મહારાયારે          જરી જોને મનમાયા ૩
સંધ્યાની જેવા રંગ સોનેરીને વંધ્યારે લાડ લડાવ્યા
તન, ધન,જોબન તેવાં સમજવાં
પાણીમાંના પડ છાયારે જરીજોને          મનમાયા ૪



ભજન નં૦ ૬

શ્રીએકાદશીનું વ્રત જે કોઇ કરશેરે
તેને ભાવ થકી ભગવાન સહેજે મળશેરે
શ્રી ફરાળ કરી કંદમુળ રહે અપવાશીરે
તેનું પાપ રહ્યું નહીં લેશ શું જાય કાશીરે
શ્રીકુડ કપટને દંભ સર્વે ત્યાગીને
કરે એકાદશીનું વ્રતતે બડભાગીરે
શ્રી સંત સુધારસ સાથ પ્રેમે પાશેરે
વ્રત સખે કરી વિશ્વાસ વૈકુંઠ જાશેરે
શ્રીયોગ, યજ્ઞ, જપ, દાન, ફળશે ક્યારેરે
કરો એકાદશીનું વ્રત પ્રેમે જયારેરે
શ્રીમાત તાત સુત ભ્રાત સઘળા મેલીરે
જાવું એકલડા જમ સાથ કોઈ નહીં બેલીરે
શ્રી સઘળાં વ્રતમાં શ્રેષ્ઠ આ વ્રત જાણોરે
બીજાં કર્મ તણો નહીં પાર એકજ માણોરે
શ્રી એક શીખામણ એજ શ્રવણ ધરજોરે
કરી પરમારથમાં પહેલ વ્રતજ કરજોરે
શ્રી દસ ઇંદ્રીને મન સર્વે જીતીરે
સુણો દામોદરની રીત રાખી પ્રીતીરે

ભજન ૨૦૫

## રાજીઓ ૧

અહો રામ ભમરે—જોને આ સાર સંસારનો
સિતારામરે—સિતારામરે (૨)
તારે મુવે કોને શોકરે ચોકાન ચીજો ઉતારશે.
માંઝ્યા મૂકશે પોકરે જોને આ સાર સંસારનો,
સિતારામરે—સિતારામરે (૨)
કેનાં છોરૂને કોના વાછરૂંરે કેનાં માયને બાપરે
અંતકાળેરે જાવું એકલાં સાથે પુણ્યને પાપરે:
જોને આ સાર સંસારનો—સિતારામરે-સિતારામરે (૨)
નારી તારી તે નવે લુગડેરે સજી સોળ શણગારરે
કોરાં તે કંકણ પહેરશે, કપાળે કુમ કુમની પીળરે
જોને આ સાર સંસારનો—સિતારામરે-સિતારામરે )
'ઓ હો' કરીને લોકો આવશો રે પણ—આસુની ખોટરે
ધીરજ દઇને પછી બેસશે—કરે લાડુની વાતરે
જોને આ સાર સંસારનો—સિતારામરે સિતારામરે
ઘેબર પડાવે ગલપાપડીરે પડાવે પકવાન રે
ગળ્યાં જમણ મુવાતણ અંતે કણકે જાનરે
જોને આ સાર સંસારને—સિતારામરે સિતારામરે (૨)
મીઠાં મેઢાં થાય લોકનાંરે જશ લે પરિવારરે
તારા કરમના કોલસા ભર્યો પાપનોજ ભારરે

જોરે આ સાર સંસારનો—સિતારામરે સિતારામરે (૧
ઠાઠે ઠગાયા મહુ જણુરે વળ્યો ઠાઠેજ ઘાણુરે
ઠઠને છોડી દુર ખસો તો તો ઠાકોર છે પાસરે
જોને આ સાર સંસરનો—સિતારામરે સિતરામરે (૨)
થોડું કહ્યુ ઘણું માનજોરે માનાં વ્હાલાં હરી જનરે
અંતે કોઇ કોઇનું નથી અને સજન હારરે
ચેતી ચેતીને તમે ચાલજો—સીતારામરે સીતારામરે (૧)



ભજન ૨૦૬

## રાજીઓ. ૨

ઓ રામરે દેખી દુનિયા દુઃખી, તે નહીં સ્વપ્ને પણ સુખી;
ઓ રામ-રામ-રામા-હરિ ઓ રામ-રામ-રામા.
ઓ રામરે-કોઇ કાયાના રોગી, નહી નીરાતવા ઘનભોગી;
કોઇ વહાલાના વિયોગી—ઓ રામ-રામ-રામા. હરિ-ઓ૦
ઓ રામરે-કોઇને બળાપો મનમાં, વળી ખોડ ખાંપણ તનમાં;
વળી કોઇને દુશ્મન મનમ--ઓ રામ--રામ-રામા. હરિ--ઓ૦
ઓ રામરે-કોઇને માથે દેણું કોઇને ડુબેલુ લેણું
કોઇને શીરવંધ્યામેણુ —ઓ રામ--રામ--રામ હરિ--ઓ૦
ઓ રામરે--કોઈ તન મન ધનના દુઃખી કોઈ આશા ભાવના ભુખી
કોઈ ઇર્ષા ભાવમાં સુખી—ઓ રામ-રામ-રામા હરિ--ઓ૦

## ત્યાગ તો સમજ.

ઓ રામરે-તું મારગ મુકી ચાલ્યો બહુ ફોગટ કુલ્યો ફાલ્યો
મહા વીષય જ્યાળને ઝાલ્યો —ઓ રામ-રામ-રામા હરિ-ઓ૦
ઓ રામરે હાડ રચે છે ઠાલા તને લાગે વિષય વ્હાલાઃ
બહુ પીધા વિખના પ્યાલા—ઓ રામ-રામ-રામા હરિ-ઓ૦
ઓ રામરે-અક્કલ તારી શી ઉઠી જમપુરી માની જુઠી
મુરખ મેલે નહી મુઠી—ઓ રામ-રામ-રામા હરિ ઓ૦
ઓ રામરે- બહુ લાધ્યા ભારા તેં કીધા અવળા કામા;
હજુ બહુ હલકો તું થા મા—ઓ રામ-રામ-રામા હરિ ૦
ઓ રામરે માન કહ્યું તું મારૂં તે કામ બગાડયું તારૂં
તું પ્રભુ ભજે તો સારૂં-ઓ રામ રામ રામા હરી—ઓ૦
ઓ રામરે તમે દીલમાં દીનતા લાવો તમે પ્રભુ ભજનમાં આવો
તમે રામ નામ વરતાઓ—ઓ રામ રામ રામા હરિ-ઓ૦।
ઓ રામરે આ ઉત્તમ અવસર પામી સમર્યા નહી સારંગ પ્રાણી
તે રહી ગઇ તુજમાં ખામી ઓ રામ રામ રામા હરી-ઓ૦



ભજન ૨૦૭

### રાજીઓ ૩

હરિ ઓ રામ રામ રામા—
કાનુડા કુંજમાં રમવા આવો
વંદ્રાવન રાસ રચાવો—હરિ ઓ૦

સરણાઇઓ વાગીરે સીતારામની
ભુંગળો વાગીરે ભગવાનની—હરિ ઓ૦ (૨)
નગારાં વાગ્યારે નારણદેવના
કરસીડા વાગ્યારે કેશવરામના–હરિ ઓ૦ (૨)
દ્વારકાની વાટે વૈમાન ચાલ્યાં
કે હરિજનને વાર કયાં લાગી ? હરિ ઓ૦ (૨)
રણછોડરાય દેખીને હલડાં હરખ્યાં
કે પ્રેમીજનના પ્રેમજ પરખ્યાં–હરિ ઓ૦ (૨)
જગન્નાથની વાટે વૈમાન ચાલ્યાં
કે હરિજનને વાર કયાં લાગી ?–હરિ ઓ૦ (૨)
દાદાજી દેખીને હલડા હરખ્યાં
કે પ્રેમીજનનાં પ્રેમજ પરખ્યા–હરિ ઓ૦ (૨)
હાંરે હો પંઢરપુરની વાટે વૈમાન ચાલ્યા
કે હરિજનને વાર કયા લાગી ?–હરિ ઓ૦ (૨)
વિઠોબા દેખીને હલડાં હરખ્યા
કે પ્રેમીજનનાં પ્રેમજ પરખ્યાં–હરિ ઓ૦ (૨)
હાંરે કે કાશીજીની વાટે વૈમાન ચાલ્યાં
કે હરિજનને વાર કયાં લાગી ?–હરિ ઓ૦ (૨)
વિશ્વનાથ દેખીને હલડાં હરખ્યાં
કે પ્રેમીજનના પ્રેમજ પરખ્યાં–હરિ ઓ૦ (૨)
હરિ ઓ રામ–રામ–રામા હરિ ઓ રામ–રામ–રામા

હરિ ઓ રામ-રામ-રામા  હરિ ઓ રામ-રામ-રામા
હરિ ઓ રામ-રામ-રામા  હરિ ઓ રામ-રામ-રામા

---

## ૨૦૮ પદ હીંડોળાનું

### બાનાની પતરાખ એ રાગ

ઝુલે શ્રી કૃષ્ણ મોરાર હીંડોળે અમ ઝુલે શ્રી કૃષ્ણ મોરાર
વૃંદાતેવનમા રચ્યો હીંડોળો તેની શોભા અપરંપાર હીંડોળે ટેક
રાધાને કૃષ્ણ હીંડોળે ઝુલે વળી ઝુલાવે વૃજની નાર હીંડોળે
ફુલનકો સબ બન્યો હીંડોળો ફુલોંકી ડાંડી ચાર  હીંડોળે
ફુલોકી થભીને ફુલોકીલકડી ફુલોકા ઝુમખા તયાર હીંડોળે
ફુલોકી ગાદીને ફુલોકા તકીયા ફુલોકા ઓછાર  હીંડોળે
ફુલોંકા મુગટને ફુલોકા વાઘા ફુલોકા શણગાર  હીંડોળે
એવે હીંડોળે કોઇ હરીકું ઝુલાવે ભવ જળ ઉતરેપાર હીંડોળે
દાસ નારણસીંગ કહે ગુરૂ પરતાપે હું તો કૃષ્ણ ઝુલાવું
વારંવાર હીંડોળે



## ૨૦૯

## પારણું.

પારણે ઝુલે હો લલ પારણે ઝુલે હો લાલ
કાનુડને પારણે ઝુલાવો હો લાલ  ટેક
નટવર નાના કુંવર કનૈયા

નંદ કેરે દ્વારે પધાર્યા હો લાલ પારણે ૨
કેઇ લાવે માખણ તો કોઇ લાવે મીસરી
કાનુડાને ગળવણ કરાવો હો લાલ પારણે ૩
કેઇ લાવે કંકુનો કેઇ લાવે કેશર
કાનુડાને તીલક કરાવો હો લાલ પારણે ૪
સોનાનું પારણું ને રેશમની દોરી
હરખે મારા નાથને ઝુલાવે હો લાલ પારણે ૫
સોનાનાં સોગટાને રેશમની ચોપાટ
કૃષ્ણજીને રમત રમાડો હો લાલ પારણે ૬
સખી રાધનો સ્વામી શામળીઓ
ભકતોની વારે ધાયો હો લાલ પારણે ૭

---

૨૧૦

## ભક્તિને વિષે

જોતું પુરાણ પઢેરે અઢાર જોતું શીખ સુણે વારંવાર
જોતું વેદ ભણે મુખચાર જોતું ઉપનિષદને ગાવે
તોએ ભકિતીની તોલે ના આવે
જોતું ભગવા કરે બ્રહ્મચારી જોતું નીકટ ન લાવે નારી
જોતું દુધ પીએ દુધ ધારી જોતું સંસાર સ્વપ્ને ગુમાવે
તોએ ભકિતની
જોતું જળ સીંચે શીવલીંગે જોતું પુષ્પ ચડાવે બહુ રંગે

જોતું ચંદન લેપેરે અગે જોતું કરથી ગાલ બજાવે
તોએ ભક્તિની

જોતું પારથી પુંજા લેવે જોતું નિત્ય નવા નવા સેવે
જોતું ધુપ બત્તિ કરે દેવે જોતું જલમાં જઇ પધરાવે
તોએ ભક્તિની

જોતું મૌન ગ્રહેરે મુનિ જોતું જગ્યા પકડેરે સુની
જોતું અજબ લવાવેરે ધુની જોતું સાન કરી સમજાવે
તોએ ભક્તિની

જોતું બ્રત પાળેરે આચાર જોતું જુગથી રહે ન્યારા
જોતું ભોજન કરે એક વાર જોતું દીનમાં દસવાર નાહે
તોએ ભક્તિની

જોતું કરવત લેવેરે કાશી જોતું જુગમાં લેવેરે શબાસી
જોતું સદા રહે અપવાસી જોતું ચૌદ સમાને સમજાવે
તોએ ભક્તિની

જોતું દાન દેવે ગવરીકા જોતું કુપ ખોદાવેરે નીકા
જોતું હવાડા ભરાવેરે ધીકા જોતું ખોબલે ખાંડ પરીસાવે
તોએ ભક્તિની

જોતુ દેવળ બધાવે ઠાઠે જોતું સરોવર બધાવેરે ઘાટે
જોતું પરબ મડાવેરે વાટે જોતું વનમાંતે વાવ ખોદાવે
તોએ ભક્તિની

જોતુ ધ્યાન ધરે લક્ષ ભોળા જોતું કંચન કરે એક તોળા

જોતું દ્રવ્ય લુંટાવેરે મીરા જોતું બાંધી તે બેડીઓ છોડાવે
તોએ ભક્તિની
જોતું કૃષ્ણ લગાવેરે નીશા જોતું જટા વધારેરે શીશા
જોતું ધુણી તાપે ચારે દીશા જોતું વ્યાઘ્રચમર બીછાવે
તોએ ભક્તિની
જોતું કાન ફાડી ચક્ર ધારે જોતું તીરથ ભટકેરે બહારે
જોતું તુંબી લંગોટીને વાળે જોતું તકતું બીડ ચુટાવે
તોએ ભક્તિની
એતો કહેરે કબીર જન સોઇએ જેને ગુરૂગમ પુરણ હોઇએ
તેનર ભક્તિ કરે નર સોહીએ જ્યારે પાંચ વિષયયોને હટાવે
ત્યારે ભક્તિની તોલે આવે





૨૧૧

## શ્રી રાધીકાનું કૃપા કટાક્ષ સ્તોત્ર.

મુનિંદ્ર વૃંદ વંદિતે ત્રિલોક શોક હારિણી
પ્રસન્ન વક્ર પંકજે, નિકુંજ ભુ વિલાસની

બ્રજેન્દ્ર ભાનું નદીની બ્રજેન્દ્ર સૂનુ સગતે
કદા કરિષ્ય સીહીંમા કૃપા કટાક્ષ ભાજન ૧
અશીક વૃક્ષ વલ્લરી વિતાન મંડપ સ્થિતે
પ્રવાલ જાલ પલ્લવ પ્રભારૂણાન્દ્રિ કોમલં
વરાભય સુરૂત્કર પ્રભુત સપ્રદાલયે
કદા કરિષ્ય સીહીંના કૃપા કટાક્ષ ભાજનં ૨
તડિત્સુ વર્ણ ચપકં પ્રદિપગૌર વિગ્રહે
મુખ પ્રભા પરાસ્ત કોટી સારદેંદુ મંડલ
વિચિત્ર ચિત્ર સચરા ચકોર સાવ લોકનં
કદા કરિષ્ય સીહીમા કૃપા કટાક્ષ ભાજનં ૩
અનંગરંગ મંગલં પ્રસગ ભગુર ભ્રૂવી
શસિભ્ર મંસ સંભ્રગં દ્રગંત વાણ પાતવે
નિરંતરં વશીકૃતં પ્રતીત નદ નંદને
કદા કરિષ્ય સીહીમા કૃપા કટાક્ષ ભાજનં ૪
મદોન્મદાતિ યૌવને પ્રમોન માન મંડિતે
પ્રીયાનુરાગ રંજીતા કલા બિલાસ પંડિતે
અનન્ય ધન્ય કુંજ રાજ કામ કેલી કોવિદે
કદા કરિષ્ય સીહીમાં કૃપા કટાક્ષ ભાજનં ૫
વિશેષ્ય હાવ ભાવધીર હીર હાર ભુષીતે
પ્રભૂત શાંત કુંભ કુંભિ કુંભ કુંભ સુરતનિ
પ્રસંન્ન મંદ હાસ્ય ચુર્ણ પુર્ણ સૌખ્ય સાગરે

કદા કરિષ્ય સીહ્રીમાં કૃપા કટાક્ષ ભાજનં ૬
મૃના લવાલ વલ્લરી તરંગરંગ દોલંતે
લતાગ્ર લાસ્ય લોલની લલોચના વ લોકને
લલલ્લુલિ ન્મિલન્મનોજ્ઞ મુગ્ધ મોહીના કૃતે
કદા કરિષ્ય શ્રીહીંમાં કૃપા કટાક્ષ ભાજનં ૭
સુવર્ણ માલિ કાચી તત્રિ રેખ કંઠ કંમ્બુગં
ત્રિશુત્ર મંગલિ ગુણ ત્રિરત્ન દુર દીધિંતે
સલીલ નીલ કુંતલં પ્રસુન ગુચ્છ ગુફિતે
કદા કરિષ્ય શ્રીહીંમા કૃપા કટાક્ષ ભાજનં ૮
નિતંબ બીંબ લંબમાન પુષ્પ મેખલા ગુણ
પ્રસકત રકત કીકીણી કલાપ મધ્ય મંજુલે
કરીન્દ્ર સુંડ દંડીકા વરૌ હસૌ ભ્રગોરૂકે
કદા કરિષ્ય સીહીંમાં કૃપા કટાક્ષ ભાજનં ૯
અનેક મંત્ર નાદ મંજુ નુપુરારિવસ્ખલે
સભાજરાજ હંસ બંસ નિકવણાતિ ગૌરવે
વિલેલ હેમ વલ્લરી વિડંબ ચારૂ ચક્રમે
કદા કરિષ્ય સીહીંમાં કૃપા કટાક્ષ ભાજનં ૧૦
અનંત કોટી વિષ્ણુ લોક નમ્ર પદ્મ જાચિતે
હિમાદ્રી જાપુ લોમની બિરંચી જાવર પ્રદે
અપાર સિદ્ધિ વૃદ્ધિ દિગ્ધ સત્પદાંગુ લીનખે
કદા કરિષ્ય સીહીમાં કૃપા કટાક્ષ ભાજનં ૧૧

મખેશ્વરી ત્રીયેશ્વરી વિધેશ્વરી સુરેશ્વરી
ત્રિવેદ ભારતી શ્વરી પ્રમાણ સાસનેશ્વરી
રમેશ્વરી ક્ષમેશ્વરી પ્રમોદ કાનનેશ્વરી
પ્રજેશ્વરી પ્રજાધિએ શ્રી રાધિકે નમસ્તુતે ૧૨
ઈતિ મમ દભુતુ સ્વયં નિશ્રેમ્ય ભાનું નંદીની
કરોતિ સંત તજનં કૃપા કટાક્ષ ભાજનં ૧૩
ભતેત્વદૈક સંતતં ત્રિરૂપ કર્મ નાશનં
ભવે તથા પ્રજેન્દ્ર સુનું મંડલં પ્રવેશનં ૧૪
રાકાયાંચ સિતાષ્ટાર્મ્યાં દશમ્યાંચ વિશુદ્ધયી
એકદસ્યાં ત્રયોદસ્યાં ય; પઠેત્સાધક સુધી
યં યં કામયતે કામ તંતં પ્રાપોતિ રાધીકં
શ્રીરાધા કૃપા કટાક્ષેન ભત યંતે મોક્ષ માન્યુંઆત
ઉરૂ દઘ્ને નભિદદને હૃદદને કંઠ દઘ્નકે
રાધાકુંડ જળ સ્થિત્વો ય; પઠે ત્સાક સ્તુસ;
તસ્ય સર્વાર્થ સિદ્ધિસા પાકય સામર્થ તથા લભે
ઐશ્વર્ય લભતે સાક્ષાત દશા પશ્યતિ રાધિકા
તેન સાતક્ષણા દેવ તુષ્ટા દતે મહાવરમ્



## ૨૧૨
## આગમન ૧

શ્યામ આવ્યો ઉમંગથી આજે મ્હારે મ્હોલે રમવા
રમવા, રમવા, રમવા, રમવા, શ્યામ આવો–ટેક
હરીજન લોકોનાં મેણાંને ખમવા દુઃખ વિરહનું દમવા
શ્યામ ૨
પ્રીત કરી હું તો બેસાડું જમવા મન મારાને ગમવા
શ્યામ ૩
રમણલાલ હીત ભેદે તાપ શમવા ચરણ કમળને નમવા
શ્યામ ૪

---

## ૨૧૩
## આગમન ૨

શ્યામ મેરી ગલીયેં આવના (૨)
આવનાતો હૃદયેં બતાવનારે શ્યામ મેરી ટેક
ધીમા ધીમા ચંદન લેપ લગાવું વ્હાલા (૨)
ધોવું ચરણકી તલીયાંરે શ્યામ મેરી ૨
તેરે કારણ હાર બનાવું વ્હાલા (૨)
ચુન ચુન કુલનકી કલીયાંરે શ્યામ મેરી ૩
પ્રેમ સહિતમેં ભોગ લગાવું વ્હાલા
માખન મીસરીકી કલીયારે શ્યામ મેરી ૪

બ્રહ્માનંદ દરશન મોહે દીજે વહાલા
રણછોડરાય દરસન મોહે દીજે વહાલા
મોર મુગટ પર જાવું બલીયાં શ્યામ મેરી ૫



૧૧૪

## થાળ ૧

છાનો માને છેડે અવજે માવલાજો
ઘેર મારે બઇજીની બીક જો છનો માનો ટેક
બાઇ મીરાંના સ્વામી વહેલા આવજોરે
ઝાંપલીયામાં જમણે હાથે ઘર જો છાનોમાનો ૨
દુધડીયાં લાવુરે ગોરી ગાયનાં જો
છલાણામા માગી લાવું ઘેંસજો છાનોમાનો ૩
ઝાલર વધાર્યા ઝાઝા તેલમાં જો
ઉપર આલું મરીયાળાશા મગ જો છાનોમાનો ૪
ફરસા લાગે તો ફેર માગ જો જો
આપણા ખેતરમાં પાકયા ઠગજો છાને માનો ૫
અ'ટી બાવટાનો રામ રોટલોજો
ટાઢો છે પણ લાગે મીઠો દુધજો છાનોમાનો ૬
ભેળાં બેસીને શીવરાવશું જો
( હુ તો ) લળી લળી જોઉ તમારૂં મુખજો છાનોમાનો ૭
જળ જમુનાની ઝારી પાન બીડલાંજો

હાથ ધોઇને લેજો મુખવાસ જો છાનોમાનો ૮
પથારી કરી આલું પગળની જો
ઉપર આલુ ચલાખાની સોડજો છાનોમ'નો ૯
બાઇ મીરાંના સ્વામી સુખે પોઢ જોજો
હરીજનને દેજો ભકિત દાનજો છાનોમાનો ૧૦

—o—

૧૧૫

## થાળ ૨

મારા મન ગમતા મહારાજ મારે ઘેર આવોને
હું'તો તલસું તમારે કાજ હરીને બોલાવોને માર–ટેક
સાખી–વિલ'બના કરશો વિઠલારે આજો અમઘેર આજ
પેર પેરનાં પકવાન પરાવું (૨) એહા........
હું'તો ત્રીકમજી તમારે કાજ મારેઘેર મારા ૨
સાખી-મનમાં હતું જે માવજીને મુખથી નવ કહેવાય
આવી શકોતો આવજોરે (૨) એહા........
મારૂ જોતામાં જોબન જાય–મારેઘેર મારા ૩
સાખી-આ જોને આંગણીએરે ઉભા રંગીલા રણછોડ
રાધેના સ્વામી અ'તરયામી (૨) એહા.......
(તમે) પુરા મારા મનના કોડ મારેઘેર મારા ૪

—o—

૧૧૬

## થાળ ૩

જમવા પધારોને સુંદીર શ્યામળા બંસીધર શ્રીહરી (૨)
જમવા આવોને નંદલાલ ઘેર મારે બઈજીનું હાલ
હુતો જાવું તમ પરવારજી — જમવા ટેક
શીરો સાકરનો તો કીધો, પીરસીને આગળ દીધો
જોઇએ જેવો તેવો કીધોજી — જમવા ૨
લાડુ પુરીને દુધપાક કઢી કીધી છુટી વાલની દાળ
પીરશ્યાં પરવરનાં શાકજી — જમવા ૩
કેરી કરમણાંનાં અથાણાં રાઇતાં ઘણી જાતનાં કીધાં
પાપડ તીખાને તમતાજી — જમવા ૪
ભાત ત્રણ પંખારીનો કીધો ઉપર ઘીનો દોરો દીધો
છુટી શેવો જેવો કીધોજી — જમવા ૫
ભરી જમુનાં જળની ઝારી આચમન કરીએ મુરારી
લઇએ પાનને સોપારીજી — જમવા ૬
થાળ મીરાંબાઇએ ગાયો ભોજન રૂડી રીતે પાયો
ગીરધરલાલે આરોગ્યોજી — જમવા ૭

---

૧૧૭

## થાળ ૪

જીવણ આવો જમવાને અમશું રંગ ભેર રમવાને આ
અલબેલા છેલ છબીલા છોગાળા ટેક

સુંદીર બાજઠ ઢાળ્યો છે કંચન થાળ અજવાળ્યો છે
ઓ અલબેલા
શીરો પુરી સારાં છે ઘીગવરીના તાળ્યાં છે ઓ અલબેલા
તાજી જલેબી લાડુ છે જમવાનુ બહું સારૂં છે—ઓ અલબેલા
લીંબુ મરચાંનું અથાણું છે સુવરીબાઇનાં બોરાં છે
ઓ અલબેલા
તળી વાલોળા તાજી છે વિદુરના ઘરની ભાજી છે ઓ અ૦
ભાત કમોદનો કીધો છે ઘીનો હેરો દીધો છે ઓ અ૦
કઢી વડીની કીધી છે દાળમા ઓદણી કીધી છે ઓ અ૦
ખારૂં મોળુ કહેજોને જીવણ મીઠું લેજોને ઓ અ૦
જળ જમુનાંની ઝારી છે આચમન મંગળકારી છે ઓ અ૦
લવીંગ સોપારી સારી છે પાનની બીડી વાળી છે ઓ અ૦
ફુલડે સેજ બીછાવી છે ધન્ય પ્રીતમ બલીહારી છે ઓ અ૦

---

૧૧૮

## મુખવાસ ૧

લેતે જાનેરે શાંમળીયા બીડી પાન પાનકી
બીડી પાનપાનકીરે—બીડી પાન પાનકી—લેતે—ટેક
કાથોરે ચુનો રામા લવીંગ સોપારી (૨)
બીડી બનીહૈ નાગર પાન પાનકી લેતે ૧
હમ તુમ મીલ કર ચોસર ખેલે (૨)

બાજી બની હે દીનાનાથનકી લેત ૩

વૃંદાવનકી કુંજ ગલનમેં (૨)

જોડી બની હે રાધે શ્યામ શ્યામકી લેત ૪

ચંદ્ર સખીરે ભજો બાલ કૃષ્ણકું (૨)

જય બેલોરે રાધે શ્યામ શ્યામકી લેત ૫



૧૧૯

મુખવાસ થઈ રહ્યા પછી.

કર ઉઠે દોનુ ભૈયા ભોજન કર ઉઠે દોનુ ભૈયા—ટેક

હાથ પખાળી શુધ આચમન કીજે (૨)

બીડીરે લાલા બીડી લેત કનૈયા ભોજન કર ઉઠે

માત જસોદા કરત આરતી (૨)

પુની પુરીરે લાલા પુની લેત બલૈયા ભોજન કર ઉઠે

પરમાનંદ દાસકો ઠાકોર (૨)

(મારા) આગણએ લાલા આગણીએ ખેલે કનૈયા

ભોજન કર ઉઠે

---

૧૨૦

## આરતી ૧

કમળ નયન શ્રીપતી પુરષોતમ પ્યારા પ્રભુ. (૨)

નંદનંદન દુલારા (૨) જય જય દીયાળા—જયરાધારમન

જય રાધા રમણા પ્રભુ જય રાધા રમણા
કુંજ બીહારી દયાળુ (૨) જય પાતક હ ણા-જયરાધા ટેક
શાસ્ત્ર ફેણ રાજુ ત્રીભુવન ત્રીપુરારી પ્રભુ (૨)
શ્રી ધારી મોરારી (૨) જય મોરલીવાળા જય રાધા ૨
ગોવરધન તેં જ્યો ગોકુળને તારી પ્રભુ (૨)
ઇન્દ્રનો ગર્વ ઉતાર્યો (૨) જય જય ગીરધારી જય રાધા ૩
શ્રી રણછોડરાય મોહન વનમાળી પ્રભુ (૨)
મન મંદીરમા વસીયા (૨) વસતા સુખકારી-જય રાધા ૪



૧૨૧

## સ્તુતિ

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજમન હરણ ભવ ભય દારૂણં
નવ કંજ લોચન કંજ મુખકર કંજ પદ કંજારૂણ ૧
કંદર્પ અગણિત અમિત છબી નવ નીલ નીરદ સુંદીર
પટ પીત માનહુ તડિત રૂચી સુચિ નૌમિ જનક સુતાવરં ૨
શીર કીરીટ કુંડલ તીલક ચારૂ ઉદાર અગં વિભૂષણં
આજાનું ભુજ શરચાપધર સંગ્રામ જિતખર દૂષણ ૩
ભજ દીન બંધુ દિનેશ દાનવ દલન દુષ્ટ નિકંદનં
રઘુનંદ આનંદ કંદ કૌશલ ચંદ્ર દશરથ નંદન ૪
ઇતિ વદતિ તુલસીદાસ શંકર શેષ મુનિમન રંજન
મમ હૃદય કંજ નિવાસ કરી કામાદિ ખલદલ ગંજન ૫

## ધુન ૧

જય નટવર ગીરીવરધારી બોલો રણછોડરાયકી બલીહારી
જેના મુખપર મોરલી શુભકારી જય નટવર
જેણે ગોકુળ ગામની ગૌચારી જય નટવર
જેણે અહલ્યાને ઉધારી જય નટવર
જેણે મ.ત્રી પુતના મારી જય નટવર

---

(૨) શ્રીવલ્લભ વિઠ્ઠલને ઘણી ખમા જય જય શ્રીકૃષ્ણ શરણં મમ

## શાર્દુલ ૧

રેરે મંદમતી જનો જગતમાં જન્મી સદા શું મરો
ધારીને ગુણ ઉચ્ચનિત્ય હૃદયે સત્કર્મને આદરો
વારંવાર દુઃખીજ દીન થઇને કલ્પાત શાને કરો
ચાહોજો સુખતોનૃસિંહ શરણે આવી સવેળા ઠરો

---

(૨) વ્યાધસ્યા ચરણં ધ્રુવસ્ય ચવયો વિદ્યા ગજેન્દ્રસ્યકા
કુબ્જાથાઃ કિંમુ નામ રૂપ મધિકં કિંતત્સુદામ્નો ધનમ્
કાજાતિ વિંદુરસ્ય યાદવપતે રૂગ્યસ્યં કિં પૌરૂષમ્
ભકત્યા તુષ્યતિ કેવલં નતુ ગુણૈર ભકિત પ્રીયો માધવઃ

